

# દામોદર માસ્તર ગાયન સંગ્રહ.

( પ્રાચીન અર્વાચીન ગાયકો, કવિઓ, ભકતજનો, શાયરોનો પ્રેમ અને નવરસયુકત સંગ્રહ. )

## પ્રથમ ભાગ.


પ્રકાશક,

દામોદર જગજીવન માસ્તર.

મુંબઈ,

આવૃત્તિ પેહેલી,

સંવત. ૧૯૬૯. | ઈ૦ સ૦ ૧૯૧૩

મૂલ્ય બે રૂપીઆ—પોષ્ટેજ જુદું

---

આ ગાયન સંગ્રહ નાં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડપર લેડી નૉથ-
કોટ હિંદુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં ભાણજી દેવચંદ
મેહેતાએ છાપ્યું છે, અને મુંબઇ—ઠાકોરદ્વાર
નવરોજજી શેઠ સ્ટ્રીટ ઘર નાં. ૭–૮ માં
માસ્તર દામોદર જગજીવને
પ્રસિદ્ધ કર્યું છે.

---

# The Late Jagajivan Dayaram Master, Bombay.



સ્વર્ગ૦ જગજીવન દયારામ માસ્તર,

જન્મ સં ૧૮૯૯ — મરણ સં. ૧૯૪૯.

સુરત. — મુંબઈ.

The 'Lakshmi Art … Bombay

# અર્પણ પત્રિકા.

પરમપુજ્ય પિતાશ્રી,

## સ્વર્ગવાસી જગજીવન દયારામ માસ્તર.

પુત્રની તન, મનની
કેળવણી પાછળ આપે
લીધેલો શ્રમ, કોલેજ
સુધીની ઉંચી કેળવણી
પાછળ કરેલો ખર્ચ, ગાયન
વિદ્યા શિખવતી વખતની આપની
ખાસ દેખરેખ અને કાળજી, મારી
વહાલી માતુશ્રીના મરણ બાદ પંદર વર્ષ
સુધીમાં વ્યહવારીક જ્ઞાનના આપના
અનુભવિક, પ્રસંગોપાત સચોટ દ્રષ્ટાંતો,
પાર્માર્થિક જ્ઞાનના ઉંચા અને ગંભીર ધર્મ
સંબંધી સારરૂપ ખુલાસાઓ, આપે શોળ વર્ષ
સુધી પુત્રના, ત્યારબાદ મિત્રના હક્કો આપ્યા તે
ઉદારતા, આપ સદા અક્રોધી, શાંત, આનંદી, હાસ્યરસના
નાયક, અને જીવનમુક્ત દશાના લક્ષણોની મારા
મન ઉપર પૂર્ણ છાપ પાડી ગયા છો, અને
આજે આ ક્ષણ ભંગુર સંસારમાં જે સુખી
સ્થિતી ભોગવું છું, તે સર્વ આપના
ઉપકારોને લીધેજ છે, તેથી પૂર્ણ
પ્રેમથી આકર્ષાઇને આ જન
સમૂહને ઉપ્યોગી મારા પ્રથમ
પ્રયાસનું "ગાયન સંગ્રહ"
રૂપી પુસ્તકના પ્રથમ
ભાગની પ્રસાદી, અને
પુષ્પાંજલી આપના
આત્માને અપર્ણ
કરી સંતોષ
પામું છું.

આભારી પુત્ર,

**દામોદર જગજીવન માસ્તર.**

આર્યગાયનનો અભ્યાસી.

# Mr. Damodar Jagajivan Master,

**Amateur Singer, Bombay.**



મા. દામોદર જગજીવન માસ્તર. એમેચ્યુર ગાયક.
મુંબઈ.

# પ્રકાશકનો ખુલાસો.

**આ** મારા સંગીતના અભ્યાસના "ગાયન સંગ્રહનો" પ્રથમ ભાગ જનસમૂહ આગળ રજુ કરવાનો મારો પ્રથમ પ્રયાસ છે, એટલે એ સંબંધી કંઇક ટુંક ખુલાસો આ પ્રસંગે કરવો ઉચ્ચિત ધારૂછું. પ્રથમમાં સંગીત શાસ્ત્રમાં મને પ્રેરનાર અને પ્રવેશ કરાવનાર મારા પરમ પૂજ્ય પિતાશ્રી સ્વ. રા. રા. જગજીવનદાસ દયારામ માસ્તરનો મુખ્ય હાથ હતો, અને આજે જે કંઇ એ શાસ્ત્ર સંબંધી અલ્પ નિપૂણતા સંપાદાન કરવા હું શક્તિવાન થયો છું, તે તેમના મારા ઉપર થયેલા અનહદ અનુગ્રહ અને કૃપાનું ફળ છે, તેથીજ આ "ગાયન સંગ્રહ" સ્વ. પૂજ્ય પિતાશ્રીનેજ મેં અપર્ણ કરવા મારી અલ્પ ફરજ સમજયો છું.

મારા આ સંગીતનો પ્રસાર કરાવવામાં મારા ઘણા ઘણા સ્નેહીઓ, મિત્રોએ, અને વર્ત્તમાન પત્રકારોએ મને પ્રસિદ્ધિમાં લાવવા આજ કેટલાક વર્ષો થયા લખાણોથી, સમાગમોથી ઘણું ઘણું વિનવી પ્રેરતા હતા, તેને અનુમોદન આપી, આ "ગાયન સગ્રહ" જનસમૂહના ઉપયોગ માટે બહાર મૂકવાની મને ખાસ ઉત્કંઠા થઇ છે. સદરહુ પુસ્તકની વ્યવસ્થા માટે મારા પરમસ્નેહી રા૦ રા૦ મનમોહનદાશ દયાળદાસ સરાફ મને ઘણી ઘણી રીતીએ આજ લાંબો સમય થયા મદદગાર થતા આવ્યા છે, એટલાજ માટેજ આ પુસ્તકની પ્રસ્તાવના લખવા મેં તેમને સોંપ્યું હતું, જે તેમણે ખુશી સાથે તૈયાર કરી આપ્યું, તેમનો આ સ્થળે ઉપકાર માનુંછું.

ગાયનવિદ્યા એક ઇસ્વરી બક્ષિસ છે, અને તે ગુરૂ પાસે યોગ્ય રીતીએ સંપાદાન કર્યા વગર પ્રાપ્ત થવી કઠણ છે. આર્ય ગાયન, સ્વર, તાલ, અને લયથી ભરેલા હોય છે, તે પાકા અભ્યાસ વગર ગાવા કે વગાડવા મુશકેલ છે. ગાયનો નોટેશનના આકારમાં અંગ્રેજી ઢપે સાદી રીતે ઉતારવાથી જેવો જોઇએ તેવો લાભ, અને અનુભવ થવો કઠણ છે. તાલ વગરની સાદી સ્વરની નોટેશન અભ્યાસીને ઘણીજ હાનીકારક છે. આ પુસ્તકના પ્રથમ ભાગમા પાના ૩૫ થી ૪૮, સુધી, રાગ રાગણીના થાટો, સ્વરોની પકડ, રાગોમાં આવતા વાદી, સંવાદી વિગેરે સ્વરો તાલ, માત્રા, ઠેકા અને રસ વિગેરેની જે સમજ ટુંકમાં આપી છે, તે દરેક રીતે ગાયન ક

અભ્યાસી અને શોખીન જો બરાબર મનન કરશે, તો નોટેશનની પછી કંઇ પણ જરૂર રહેશે નહીં.

**આ** પુસ્તકમાં સાંકળીઆ ચાર આપવામાં આવ્યા છે.

૧. **રાગરાગણીઓનો** વખતસર ગાવાનો **ક્રમ**, કે જે ગાયનના શોખીનોને ઉપયોગી થઇ પડશે.

૨. દરેક **ચીજોના** પાનાં ટાંકવામાં આવ્યા છે, જે પરથી જોઈતો વિષય તરત મળી શકે, તે સાહિત્યના ઉપાસકોને જરૂરનો છે.

૩. નાટકોના ગાયનોની ધૂનને અનુસરતા નીતિ, ભક્તિના ગાયનો.

૪. **ગાયન શાસ્ત્રની વ્યાખ્યા** (Definitions) ક્રમવાર આપી છે. આ ઉપરાંત ગાયન અને વ્યાખ્યાઓમાં આવેલા કઠણ શબ્દોના અર્થ, સમજણ, અને ટીપ્પણો આપવામાં આવી છે.

ગાયનના ગૃહસ્થ સ્ત્રી પુરૂષ અભ્યાસીઓને મારા તરફની ભલામણ છે કે તાન, પલટાના ખટકાઓમાં તાલ, લય, વગર ગળુ ખૂબ ફેરવવા પાછળ પૂષ્કળ મેહેનત કરવાના કરતાં રાગ, રાગણીના શુદ્ધ સ્વરો, તથા ખાસ કરીને તાલ શિખવા પાછળ પુરૂષાર્થ વધારે કરવાથી ગાયનમાં સારો લાભ મળશે. તાલ અને લય વગર સુરોના ગમે તેમ બરાડા મારવા, અને શરીરનો આકાર વિચિત્ર કરવો, તેના કરતાં તાલ સુરવાળુ, સારા અર્થવાળુ, અને સ્પષ્ટવાણીવાળું ગાયન ગાવું હઝાર દરજ્જે ઉત્તમ ગણું છું.

આર્યગાયન વિદ્યા અને યુરોપીયન મ્યુઝીકનો મુકાબલો કરતાં કેટલાકો આર્યગાયન વિદ્યાને ઉતરતા દરજ્જાનું જે પદ આપે છે, તે ખુદ યુરોપીયન વિદ્વાનોનાજ મતથી તેનું ખંડન થાય છે, તેવા કેટલાક મત આ સ્થળે ટાંકવા ઉચ્ચિત ધારૂં છું.

૧. W. C. Stafford. વિલ્યમ, સી, સ્ટેફર્ડ નામનો એક વિદ્વાન પોતાની બનાવેલી "ઓરીએનટલ મ્યુઝીક"માં લખે છે કે હિંદુસ્તાની રાગ, રાગણીઓ અંગ્રેજી રીતે લખવાને મુશકેલ છે, કારણ કે જે બિકટ રીતે ઉંચા નીચા સુરો લંબાય છે, તેનું દ્રષ્ટાંત આપવાને આપણી લખવાની રીતમાં પૂરતાં ચિન્હો નથી

૨. Sir W. Ujilee. સર વિલ્યમ ઉજલી કહે છે કે ઘણુંક હિંદુસ્તાની ગાયનમાં સ્કૉચ અને આયરીશ ગાયનની માફક કરૂણારસમાં નિખાલસપણું હોય છે, અને કેટલાક એટલાં તો દીલને ખુશ કરે છે કે તેનું વર્ણન કરવું અશક્ય છે.

૩. **Sir W. Johns.** સર વિલ્યમ જોન્સ લખે છેકે "હિંદી ગાયન આપણા યુરોપના ગાયન કરતાં મુસ્તકીમ અને ખરા પાયા ઉપર રચાયલું છે.

૪. **Leiu. Todd.** લેફ્ટેનન્ટ ટોડ કહે છે કે યુરોપીયન મ્યુઝિકમાં જે ડાયટૅાનીક અને ક્રોમેટીક સ્કેલો છે, તેને સિકંદરના વખતમાં ટિમોથિયસે શોધી કાઢયા એમ કેહેવામાં આવે છે, તોપણ એ સ્કેલો સિંધુ નદીના કીનારાપરથી લઈ જવામાં આવ્યા છે, એમ માનવાને પૂરતા કારણો છે.

યુરોપીયન ગાયન ફક્ત કેટલેક દરજજે આગળ વધેલુ છે, અને કેળવાયલુ છે, તેના જુદા જુદા કારણો છે. તેઓ ગાયન વિદ્યાનો ઘણો પ્રચાર કરે છે, કેળવણીનો એક ભાગ ગણે છે, પુરશદના સમયે લાભ લેછે, ઉધરતી પ્રજાને ગાયનમાં પ્રવેશ કરાવવા ઉત્સુક રહે છે, અને શોખ સારો ધરાવે છે, તેવી રીતે આપણી ભારત ભૂમીમાં આ અમૂલ્ય, અતુલ્ય, એકાગ્રતા કરાવનારી, આયુષ્ય વૃદ્ધિ આપનારી, રોગીતન, ચિંતાતુર મન પર ભારે અસર કરનારી, ચારે પુરૂષાર્થને આપનારી આર્યગાયન વિદ્યાનો આપણા લોકો વધુ લાભ લેવામાં પછાત છે, ઇશ્વર અમારા આર્ય બંધુઓને આ સંગીતનો પુનઃજીર્ણોદ્ધાર કરી ઘેર ઘેર લાભ લેવા સદબુદ્ધિ આપો એજ અંતિમ પ્રાર્થના છે.

જણાવવાને અતિયાંનદ થાય છે કે આ "ગાયન સંગ્રહ" પ્રકાશમાં લાવવા સંબંધી જાહેર ખબરો આજથી ત્રણ માસ ઉપર બહાર મારા તરફથી પાડવામાં આવી હતી. આ પુસ્તકને અત્યાર સુધિમાં સર્વ હિંદુ પારસી, મુસલમાન અને અન્ય સજ્જન ગૃહસ્થો તરફથી લગભગ બે હજાર પુસ્તકની માંગણી થઇ ચુકી છે, જે આ "ગાયનસંગ્રહ" તરફની, અને મારા સંગીતના અભ્યાસ તરફની લોકની અભિરૂચીનો પ્રત્યક્ષ પૂરાવો પૂરતો છે. જે જે સજ્જનોએ આ કાર્યને ઉત્તેજન આપ્યુછે, તેઓ તમામનો હું અંતઃકરણ પૂર્વક આભારી છું.

મી. નવરોજજી શેઠ
સ્ટ્રીટ, ઘર. નંબર. ૭-૮
ઠાકોરદ્વાર. મુંબઇ.

દામોદર જગજીવન માસ્તર.
આર્ય ગાયનનો અભ્યાસી.

# પ્રસ્તાવના.



આ "દામોદર માસ્તર ગાયન સંગ્રહ"ની પ્રસ્તાવના લખવાનુ કામ તેમણે આગ્રહપૂર્વક મને સોંપ્યું કે જે કામ સંગીતને લગતી મારી અજ્ઞાનતાને લીધે યોગ્યરીતે લખાવું કઠણ છે, છતાં એક મિત્રની અંતઃકરણ પૂર્વકની માંગણીને માન આપી, અને મારા લગભગના તેમની સાથેના પચીશ વર્ષના ગાઢ સંબંધને અનુસરી જે કંઇ તેમના સંગીતવિધા સંબંધના કાર્યમાં મારા અનુભવમાં આવ્યું છે, તે આ પ્રસ્તાવના ધ્વારા જણાવવા યોગ્ય ધાર્યું છે.

રા. રા. દામોદર માસ્તરનો મારી સાથે સન ૧૮૯૩ માં સંગીત માટેનો સંબંધ મારા એક મિત્ર. સ્વગ૦ ઝવેરીલાલ ઘેલાભાઇ દેશાઈ, હાઇકોર્ટના ટ્રાન્સલેટર ધ્વારા મારે ત્યાં શ્રીગણેશ ઉત્સવમાં થયો. એમનું ઉત્તમ પ્રકારનું સંગીત સાંભળવાથી મારા અંતઃકરણ ઉપર તે સમયથીજ અતિ ઉંડી છાપ બેઠી હતી. આ પછી અનેક પ્રસંગો લઇ એમની મધુરવાણીવાળા સંગીતનો અવારનવાર અમોને તથા ઘણા મિત્રોને તેઓ વખતોવખત લાભ આપતા હતા, અને હજુ પણ તેજ રીતે નિઃસ્વાર્થપણે આપતા રહેલા છે.

રા. દામોદર માસ્તર એક ધંધાદારી ગ્રહસ્થ બ્રાહ્મણ છે. સંગીત વિધામાં તેમના પિતાએ એમને એક અતિ ઉત્તમ કેળવણી આપી છે. મી. દામોદરદાશ પૂર્વજન્મના કોઇ મહાન ઉત્તમ સંગીતના સંસ્કાર સાથે આ જન્મમાં તે ખિલવવા જન્મ્યા હોય એમ લાગે છે. એમને ઇશ્વરી બક્ષિસ પણ તેવીજ મળી છે. તેઓ પ્રાચીન આર્ય સંગીતના એક ઉત્તમ સંગીતવેત્તા છે, એમ કોઇ પણ કહ્યા વગર રહેશે નહીં. તેઓ એક એમેચ્યુર ગાયકને શોભતા ગુણો સાથે દેખાવ કરી રહ્યા છે, એટલુંજ નહીં, પરંતુ મોટમોટા ગવૈયાઓ એમના સંગીતની પ્રસંસા કરતા આવ્યા છે. આજે ગવૈયાઓ જે મોટી મોટી રકમો લેઇ મન માનતો ભાગ્યેજ સંતોષ આપે છે, ત્યારે આ ગૃહસ્થ ફક્ત પોતાના સાજનદારોનો ખર્ચ લઈ દરેક હિંદુ કે પારસી કે મુસલમાન મંડળોમાં પોતાના સંગીતનો લાભ અને આનંદ આપવા ચુકતા નથી. વળી ગઇ સાલ સં. ૧૯૬૮ ના દુકાળ સમયે પોતાના ગાયનનો સદઉપયોગ કરી એક જાહેર જલસો નાટકશાળામાં કરી અઢી હજાર રૂપીઆ ઉપર

દુકાળ ફંડોમાં આપ્યા. એમના સંબંધી વિષેશ હકીકત આ પુસ્તકના પાછલના ભાગમાં એમને અપાયલા સન ૧૯૦૨ ના સન્માનપત્ર સમય મારા અલ્પ વિચારો દરસાવ્યા છે ત, અને અનેક વર્ત્તમાન પત્રકારોએ જુદે જુદે પ્રસંગે અભિપ્રાયો આપેલા છે, તેમાંના થોડાક લેખો કે જ મારા આગ્રહથી આ પુસ્તકના પાછલા ભાગમાં દાખલ થયા છે, તે વાંચક વર્ગને વાંચવા મારી ખાસ ભલામણ છે.

મી. દામોદરભાઈ ખંભાતના વતની છે. ખંભાતના, પાલનપોરના, માંગરોળના નવાબ શાહેબોએ, ખેડા અને રત્નાગીરી જીલ્લાના દેશી કલેકટરોએ, ગુજરાત કાઠીઆવાડના રાજાઓ અને ઠાકોર શાહેબોએ, માયસોર અને ગોવાલીઅરના મહારાજાધીરાજાઓએ, સતસંગી સાધુ પુરૂષોએ, જૈન મુનીઓ, કર્નલ આલકોટ, મીસીસ એની બેસન્ટ વીગેરેએ એમનુ સંગીત સાંભળતાંજ એકી અવાજે ઉચ્ચારેલુ છે કે આવા સ્પષ્ટ સંગીતવેત્તા અમોએ કોઇ વખત સાંભળ્યા નથી.

ગાયન ઉત્તેજક મંડળીના સ્થાપનાર સ્વર્ગ૦ કેખશરૂ નવરોજી કાબ્રાજી હતા, કે જેઓ પ્રાચીન ગાયન અને નાટયકળાને તેના ઉત્તમ સ્વરૂપમાં લાવવાં પૂર્ણ મથન કરી રહ્યા હતા, તે શાહેબને મી. દામોદરદાસના સંગીતનો અનુભવ થતાં, સન ૧૮૯૫ ના રાસ્તગોફતાર પત્રમાં પોતે ખુલે ખુલો મત જાહેર કરતાં લખ્યુ છે કે "દામોર જગજીવન માસ્તરે કલ્યાણ, હીંડોળ, બિહાગ વીગેરે મુશકેલ રાગરાગણીઓ એવા ઉત્તમ પ્રકારે ગાઈ સંભળાવ્યા છે કે આપણા ગાયનના ગૃહસ્થ અભ્યાસીઓમાં એ પણ એક "ખાં" ની પદવીના માલમ પડે છે."

રા. રા. દામોદર માસ્તરની રાગ, રાગણીની શુદ્ધતા, વર્ણ અને વાણીની સ્પષ્ટતા, સભા શોભિત અને સમયને છાજતા ગાયનો, અને પ્રેમભાવ અને રસ માટે આજે નિર્વિવાદપણે એકી અવાજે તેમની તારીફ સંભળાય છે. તેમના નીતિ, ભકિત, જ્ઞાન, વૈરાગ્ય, મનોપદેશના જુદી જુદી ભાષાના પદો ભજનો સુફી, હકકાની ગઝલો, સાખીઓ, શેઅરો, સ્ત્રી બાળ ઉપયોગી ગરબાઓ, હોળી અને વળી પ્રાચીન અર્વાચીન કવિઓ અને ભકત જનોની વાણીરૂપી પ્રસાદી મનને ભારે અસર કરે તેવા છે, તેમ વળી તેઓ સ્વર, તાલ, લય, ઝમક, અને ગમકથી અતિ ખૂબી ભરેલા ગાયનો ખીલવીને જે ગાય છે, તે ગાયનોનો સંગ્રહ એક પુસ્તક દ્વારા પ્રકાશમાં મૂકવા આજ લાંબો સમય થયો તેમના મિત્રો, કેટલાક મંડળો, તેમજ વર્ત્તમાન પત્રો વિગેરે તરફથી તેમને માંગણી થતી હતી, તે પર તમણે આખરે લક્ષ આપી, આ સંગ્રહનો પ્રથમ ભાગ તૈયાર કરી પ્રકાશમાં મૂકયો છે. જેમ કેટલાક ગવૈયાઓ પોતાની

ખાસગીની ચીજો બીજાને અથવા જન સમૂહના ઉપયોગ માટે પ્રકાશમાં લાવવા બેદરકાર રહે છે, તેમ મી. દામોદરે ન કરતાં હાલમાં દીન પરદીન ગાયનની ઉન્નતિ અને જીર્ણોદ્ધાર થતાં પ્રસંગે, આ પ્રમાણે પ્રકાશમાં લાવી મોટી સહાયતા આપી છે.

**ભારત ભૂમીની** આ પ્રાચીન સંગીત કળાનો લાભ પૂર્વે દરેક કુટુંબમાં સ્ત્રી પુરૂષો લેતા હતા, પંરતુ તેનો લોપ થઇ સંગીતકળા ફક્ત અધમ જાતિનીજ સ્ત્રીઓ, અને કેટલીક અજાણુવર્ગ ગાય છે, તેથી ગાયન વિદ્યાનો અભ્યાસ કરવો, અને ગાવું, બજાવવું, નાચવું એ એક હલકા વર્ગનુ કામ છે, એવો વીચાર કેટલાક ઉંચ વર્ગના લોકોમાંજ ઘાલી બેઠોછે, પણ પશ્ચિમદેશ તરફ જોતા ગાયણ, વાદન, અને નૃત્ય તરફ અતિ ઉત્તમ મત અને શોખ જે ઘરેઘર ચાલતો જોવામાં આવે છે, તેવો આપણા દેશમાં પ્રથમની માફક દરેક કુટુંબ અને મકાનમાં પાછો પ્રચલીત થાય એજ પ્રભુ પ્રાર્થના છે. ગાયનો એવા ગાવા અને સંગ્રહ કરવા જોઇએ કે જેથી અધ્યાત્મજ્ઞાનની રૂચી થાય, કામ ક્રોધરૂપી અંતર શત્રુઓનો નાશ થાય. અધ્યાત્મ માટે ભક્તિ અને વૈરાગ્યની જરૂર છે. વૈરાગ્યથી આ ક્ષણભંગુર સંસારની આશક્તિ દુર થાય છે, અને ભક્તિથી ચિત્તનુ આવર્ણ અને વિક્ષેપ ટળી જાય છે. ઉપદેશ અને ચિત્તાકર્ષક વચનો સાહિત્ય ભાવથી જે સંગ્રહ થાય છે, તેથી બહુદર્શી, ઉપદેશ વચનો અને સભા શોભિત બોલવાની શક્તિ પ્રાપ્ત થાય છે. આ સર્વ આ સંગ્રહમાં અનુભવાયા વગર રેહેશે નહીં.

ગાયનો ઉપરાંત સ્વર, રાગ, અને તાલ વિષે જે ટુકી વ્યાખ્યાઓ અને સમજ આપી છે, તેથી સંગીતના મુળતત્વો તરફ અભ્યાસીનુ ધ્યાન જરૂર ખેંચાશે. આ ગાયન સંગ્રહ સંબંધી જ્ઞાન, સમજ, અને સલાહ આપવા માટે રા. દામોદરભાઇ પોતાની અનુકુળતા પ્રમાણે કોઇ પણ તેમની મુલાકત લેશે, તેમને સારૂ તત્પર રેહેશે.

આ સંગ્રહની દીનપરદીન ઉપરા ઉપરી માંગણીઓ થતી રહી છે, તેમ આ પુસ્તકને સાંકળીઆ ચાર આપ્યા છે, જેથી તે ઘણુંજ ઉપયોગી થઇ પડશે. સર્વ રીતે આ તેમના સ્તુતિપાત્ર કાર્યમાં ફતેહ અને જય મળે એટલું ઇચ્છી આ પ્રસ્તાવના સમાપ્ત કરૂછું.

મુંબઇ ગીરગામ,
તા૦ ૧૫-૧-૧૩

મનમોહનદાશ દયાલદાશ સરાફ.

# સાંકળીઉ નં. ૧.

## (રાગ, રાગણીનું.)



# સાંકળીઉ નં. ૨. વિષયવાર.

## અ, થી. અઃ શુધી.

## ઉ.



## ક.



## ખ.



## ગ.



## જ.



## ત.



## દ.

### મ.



### ર.



### લ.



### વ.

# સાંકળીઉ નં. ૩

## (નાટકી તર્જના મથાળાનું.)

# સાંકળીઉ નં. ૪.

## (વ્યાખ્યાઓ ક્રમવાર.) પાનાં વ્યાખ્યાવાળા.

# આર્ય ગાયન કળાનો ટુંક ખ્યાલ,

અને

# વ્યાખ્યા.



## સ્વર વિચાર.



નાદઃ—" નકાર " પ્રાણ (વાયુ) વાચક તથા " દકાર " અગ્નિ વાચક છે, હવે વાયુ અને અગ્નિના સંબંધથી ઉત્પન્ન થયો તે નાદ કહેવાય છે.

નાદ બ્રહ્મઃ—ચરાચર વસ્તુ માંહેલા અવકાશ માત્રમાં નાદ વ્યાપી રહ્યો છે, તેને નાદબ્રહ્મ કહે છે.

નાદ વિભાગ:—નાદ આહુત અને અનાહુત એમ બે પ્રકારનો છે.

આહુતનાદ:—એટલે ખંડીતનાદ, આ નાદ શરીરથી વીકાશ પામે છે. ગાયન શાસ્ત્રમાં સ્વરોની ઉત્પત્તિ આહુત નાદમાંથી છે. જે અવાજ આપણે સાંભળીએછીએ તે આહુતનાદ.

અનાહુતનાદ:—આ નાદ નિરંતર ચાલ્યાજ કરે છે. તેનો ઉપયોગ યોગાભ્યાસમાં થઇ શકે છે. આપણા કાનને તે લાભ મળતો નથી. યાગીઓજ સાંભળી શકે છે. આ સ્વરોની નાદમાં મનોરંજકતા વધારે છે. આ નાદની ઉપાસનાથી મહાત્મા પુરૂષો ઉતાવળાથી મુક્તિ મેળવે છે. શરીરમાં વાયુ અને અગ્નિની શક્તિથી ચાલતા લોહીના પ્રવાહની સાથે આ રમણીય નાદશકિત બ્રહ્મરન્ધ્રમાં વિકાશ પામે છે, અને તેનુ જ્ઞાન સ્વતઃ મેળવી શકાય છે.

આહુત નાદના બે પ્રકાર છે, કર્કશ અને મધુરનાદ.

૧. કર્કશ:—જે નાદ કાનને કઠોર લાગે છે તે કર્કશ છે. જેમ બંદુક, ટોપ, મેઘ ગર્જના.

૨. મધુર:—જે નાદ કાનને પ્રિય લાગે છે, જેમ લોઢુ, ત્રાંબુ વીગેરેનો અવાજ, મોર, કોયલ, વીગેરેના શબ્દ.

**નાદાધિન ( ગીત તથા જગત ) :**—૧. સર્વ ગીત નાદાત્મક છે, વાદ્ય નાદ ઉત્પન્ન કરતા હોવાથી પ્રશસ્ત છે, નૃત્ય એ ગીત તથા વાદ્યના આધારે હોય છે, માટે આ ત્રણે કળાઓ ગીત, વાદ્ય, અને નૃત્ય " નાદાધિન " માનેલી છે. ૨. નાદના યોગે વર્ણોચ્ચાર થાય છે, વર્ણથી " પદ " ( શબ્દ ) સિદ્ધિ થાય છે, અને પદથી ભાષા થાય છે, અને ભાષાથી જગતના સર્વ વ્યહવારો ચાલી શકે છે, તેથી આ સર્વ જગત નાદાધિન છે.

**નાદ ઉત્પત્તિ તથા શરીરમાં સ્થાન :**—આત્માના યોગથી ક્રમે કરીને મન, અગ્નિ અને વાયુ તે અન્યોઅન્ય બોધિત થઇ નાદને ઉત્પન્ન કરે છે. હવે વાયુ ધીમે ધીમે ઉંચે ચઢતો જઇ નાભિમાં અતિ સૂક્ષ્મ, હ્રદયમાં સૂક્ષ્મ, કંઠમાં પૂષ્ટ, શીરોભાગમાં અપુષ્ટ, અને મુખમાં કૃત્રિમ એવી રીતે દ્રષ્ટીએ પડે છે.

**નાદ :**—( ધ્વન્યાત્મક અને વર્ણાત્મક છે ).

**ધ્વન્યાત્મક નાદ :**—જે શબ્દોનો કંઇ પણ અર્થ થઇ શકતો નથી, જેવો કે બીન, મૃદંગ, સીતાર, આદી જેટલા વાદ્યના અવાજથી જે શબ્દ એટલે અવાજ થાય છે, તેને ધ્વન્યાત્મક નાદ કહે છે.

**વર્ણાત્મક નાદ :**—જે શબ્દોનો અર્થ થઇ શકે તેને વર્ણાત્મક નાદ કહે છે.

**અવાજ :**—કોઇ પદાર્થના હાલવાથી, અથવા અથડાવાથી વાતાવરણમાં જે મોજા થાય છે, ને કાનપર પડવાથી સંભળાય છે, તેને અવાજ કહે છે. અવાજતો માત્ર લાગણી છે, બહાર કોઇ વસ્તુ ધ્રુજે છે, તેનું ભાન છે.

**અવાજનું કારણ :**—અવાજનું કારણ ગતી છે, તેમજ હવા છે.

**અવાજનો પ્રકાશ**—અવાજનો પ્રકાશ હવાની ઘટ્ટતા ઉપર છે, ઘટ્ટતા જેમ ઓછી તેમ અવાજ મંદ હોય છે.

**અવાજને દોરનાર :**—અવાજને દોરનાર હવા, પાણી, ધાતુના પદાર્થ, કાષ્ટ, પૃથ્વી વીગેરે છે.

**અવાજનો વેગ :**—હવા કરતાં પાણીમાં અવાજનો વેગ વધારે, પાણી કરતાં ધાતુમાં વધારે, ( લોઢુ ત્રાંબુ, સોનુ, રૂપુ તે ચાર ધાતુમાંથી લોઢામાં અવાજનો વેગ વધારે છે. શીતળ હવા કરતાં ગરમ હવામાં અવાજનો વેગ વધારે, હવા કરતાં

લોઢામાં ચાર ઘણો વેગ વધારે છે. હવામાં આઈસની શીતળતા હોય છે, ત્યારે એક સેકન્ડમાં વેગ ફીટ ૧૦૯૦, પાણીમાં ફીટ ૪૭૦૦, અને લોઢામાં ફીટ ૧૬૦૦૦ છે. લાકડામાં લંબાઈમાં વેગ વધારે, કાટખૂણે ચાર ઘણો ઓછો વેગ હોય છે.

**અવાજ અને શરોદ:**—અવાજ એ એક ઘોઘાટ, શોરબકોર, અનિયમિત હીલચાલ છે, અને શરોદ એટલે ગાયનનો અવાજ, યાને સાધારણ અવાજનું બદલાએલું સ્વરૂપ.

**અવાજમાં પ્રથમ આકાર:**—ઓંમકાર જગતમાં સૌથી પેહેલો શરોદ છે. શબ્દ માત્રનું આદીકરણ ઔઁકાર છે. સંગીતના સાતે સ્વરોની ઉત્પત્તિ સ્થાન ઔઁકાર છે. ઔઁકાર અનાદિસીદ્ધ છે. અખીલ બ્રહ્માડ ઉત્પન્ન થઇ તેની ધરી ઉપર ઘુમવા લાગ્યું, ને જે પ્રથમ અવાજ થયો તે ઔઁકાર, યાને એક શરોદ પ્રકટયો હતો. હજી પણ તેજ શરોદ ચાલુ છે. જ્યારે આ બ્રહ્માડ ફરતું તેની ધરીપર બંધ થશે કે ઔઁકાર બંધ પડશે. સાધારણ ફીલસુફી એજ શીખવે છે, ગુપ્તજ્ઞાન એજ કહે છે, અને આજની વિદ્યા પણ એજ શીખવે છે.

**અવાજનો નાશ:**-પૃથ્વી ઉપરથી હવા નાબુદ થાય તો અવાજનો નાશ તરતજ થાય.

**અવાજની ગુપ્ત શકિતઓ:**—અવાજના પ્રકટવાથી હવા કંપી રહેછે. કોઇપણ ચીજનુ બંધારણ શરોદ યાને સ્વરથી થતી હવાઇ કંપારીને આભારી છે. શરોદના પરીણામનુ છેવટ આ જગતના બંધારણમાં આવેલું છે. દરેક પ્રકારના શરોદથી કાંઈ નહી ને કાંઇ બંધારણ સૃષ્ટીમાં બંધાય છે.

**અવાજની મુખ્ય ત્રણ શકિતઓ:**—પેહેલી શકિતથી શરોદ સૃષ્ટીમાં આકારને જન્મ આપેછે, બીજી શકિતથી શરોદ આકારોનુ રક્ષણ કરેછે, ત્રીજી શકિતથી શરોદ આકારોનો નાશ કરેછે. (બ્રહ્મા, વિશ્ણુ, અને મહેશ.)

**અસાજની શીકલ, રંગ, રૂપ:**—અવાજ કાને સંભળાયછે, પણ નઝરે પડતો નથી. આંખે તેના રંગકે રૂપ દેખાતા નથી, પણ આજના વખતની વધેલી વિધ્યાએ અવાજની ખરી શિકલ, અને રંગ, રૂપ, કેવા હોય છે, તેનો આબેહુબ ચિતાર આપણી સાંમે રજુ કર્યોછે. (મીસીસ વોટસહુજીસ. On Vibration and automic theory).

**અવાજનુ બળ:**—જે અવાજ આકાર ઉત્પન્ન કરેછે, તેજ અવાજ યાને શરોદ તેનુ પાલન કરેછે, ને છેવટે તેજ અવાજ આકારનો નાશ કરેછે. નરમ અને મીઠા સ્વરથી જે આકાર ઉત્પન્ન થાયછે, તેજ આકારોને જોરબંધ વાઇબ્રેશન (હવાના મોજાઓ) ધમધમાવી તેનો નાશ કરી તેને ફના કરેછે, તેના ટુકડે ટુકડા કરી નાંખેછે, પણ અહીંઆ પાછી અવાજની ત્રણ શકિતમાંની પહેલી શકિત કે જે આકાર કરેછે, તેની હાજરી દેખાયછે. એક આકાર ફના થયો, અને તેના ટુકડે ટુકડા થયા કે, અને તેના તત્વો છુટા પડયા કે, તેવાજ તેમાંથી બીજા આકારો નાના, પણ સ્વરૂપવાન થાયછે. આ ગુપ્ત ભેદ સફ જણાવેછે કે આકારનો નાશ થયા પછી, તેજ આકાર પાછો બીજા આકારમાં અવાજની ગુપ્ત ખુબીથી આ જગતમાં આપણી નજરે પડેછે. આ રીતે અવાજની આ મહાન ગુપ્ત શકિતઓ જેટલું બળવંત ભેદ ભરેલી છે, તે જાણવા અને માનવા યોગ્ય છે.

**અવાજનો અસર ગર્ભ ઉપર:**—અવાજના સ્વરો ભવિષ્યની જીંદગીના આકારોને બાંધનાર છે, અને જન્મ આપનાર છે. શરોદના અવાજથી માણસના શરીર અને મગજ ઉપર અદભૂત અસરો થાયછે. સારા શરોદની અસરથી મહાન અને દુષ્ટ રોગોનો નાશ થાયછે, એક ગર્ભવંતી સ્ત્રીના પેટમાં રહેલા ગર્ભને નેક બોલનાર, નેક કામ કરનાર, અને નેક વીચારવાળો, અથવા પોતે ધારે તેવા ગુણવાળો, એક મીઠા સારા શરોદથી તેના ગર્ભ સ્થાનમાં બાળકના જન્મ માટે થતા પ્રાથમિક ફેરફારવાળી હાલતની પેહેલી પંકિતને પ્રસંગે કરી શકેછે, શરોદની શું આ અદભુત શકિત !

**અવાજનો ઝાડપાનઉપર અસર:**-શરોદની ત્રણ ગુપ્ત શકિતઓ પણ ઝાડપાન ઉપર પોતાનો કાબુ ચલાવે છે. ઝાડપાનના જીવો ઉપર અવાજ કેટલો બધો કાબુ ધરાવે છે, તે ગુપ્ત વિદ્યાના અભ્યાસીઓ ઘણાજ દાખલાઓ આપે છે. અનુભવીઓના અનુભવ ઉપરથી કહી શકાય છે, કે એક વખતે વીશ કુંડા ઝાડપાનના લીધા, ને તેમને જુદે જુદે સ્થળે બે ભાગમાં મૂકયા, બાદ પાણી, હવા રોશની સારા મળે તેવી તજવીજ રાખી, પણ પ્રથમના દશકુંડા આગળ શોરબકોર, ત્રાસદાયક અવાજો, કકળવાના, કલ્પાંતો કરવામાં આવતાં, અને બીજા

દશ કુંડા આગળ મીઠો શરોદ અને સારા સ્વરવાળુ, તાલવાળુ, લયદાર, ગાનુ, નેક સારા વીચારવાળુ ચાલુ રાખ્યું, છેવટે પ્રથમના કુંડામાં પાણી, હવા, રોશનાઈ પહોચતી હતી, છતાં શુકાઇને મરી ગયા, ને બીજો લોટ ઘણોજ ખુબસુરત ને ફળો પુશ્કલ આપવા લાગ્યો. શરોદની આવી શક્તિના અખતરા ગુપ્ત વિદ્યાના અનુભવીઓનો મોટો અભ્યાસ છે, અને આ ઉપરથી તે પરમેશ્વરની કુદરતનો કાંઇક જુદોજ ચીતાર નઝરે આપણને પડે છે.

**અવાજની શકિત તે મગજશકિત અને જુસ્સાઓને ખીલવનાર છેઃ-** મનુષ્ય શરીરમાં મગજ યાને ભેજુ એક ઉત્તમ, અને શ્રેષ્ઠ અવ્યય છે. ગાયનના શરોદની અસર તેના ઉપર અજબ રીતે થાય છે. મગજ મનુષ્યના બધા કાર્યો ઉપર રાજ ચલાવે છે. મનુષ્યના દરેક કામને માટે ભેજુ જવાબદાર છે. દરેક પ્રકારની હાલચાલ, અને લાગણીઓના જ્ઞાનતંતુઓ (nerves) જે બદનના રોમરોમમાં ફેલાઇ રહ્યા છે, તેમના દરેકનો સંબંધ સીધો યા આડકતરી રીતે પણ ભેજા સાથે ઘાડો સંબંધ છે. એ ભેજામાં જુદી જુદી જાતની લાગણીઓ પેદા કરનારા મથકો (Centres) છે, આવા મથકો સાથે ઉપલાં જ્ઞાનતંતુઓ "ટેલીગ્રાફ" મીસાલ કામ કરે છે. બહારથી જરા સ્પર્શ થતાં વીજળીક ઝડપથી એ તંતુઓ પેલા મથકો ઉપર તે ખબર ઝટ પહોચાડે છે, અને પરીણામમાં તેજ પળે માણસને તે લાગણીનો અનુભવ થાય છે. આવી રીતે અનેક પ્રકારના જુસ્સાઓ જયારે મગજમાં ઉસકેરાય છે, ત્યારેજ તે જુસ્સાઓને આધીન થાય છે.

**અવાજના ત્રણ મુખ્ય જુસ્સાઓ:—કરૂણ, હાસ્ય, અને વિરરસના** ત્રણ જુસ્સાઓ. ૧. પ્રથમ જુસ્સો, કરૂણરસમાંથી ગમગીની, દલગીરી, ઉદાસી, શોક, માહતમ, બળાપો, રડવું, ઇંતેઝારી, કાલાવાલા, નિરાશી વીગેરે. ૨. બીજો જુસ્સો, હાસ્યરસમાંથી, મોજ, મસ્કરી, ઉડાઉપણું, ફુલ્લાપણું, ભોળાપણું, મુર્ખપણું, વીગેરે. ૩. ત્રીજો જુસ્સો, વિરરસમાંથી ગુસ્સો, ઠહેર, હસદ, કલેશ, દ્વેશ, કપટ, કીનો, હુજ્જત, લોભ વીગેરે.

દરેક જુસ્સાને મનુષ્યમાત્રને શરણ થવું પડે છે. જુસ્સાને તાબે થવાની આદમીને ફરજ પાડનાર ભેજુ છે. દરેક જુસ્સાના

દરેક મથક જ્ઞાનતંતુછે, તાર જેવા સંબંધથી ખબર આપેછે. દરેક જ્ઞાનતંતુ ઉસ્કેરાઈ જાય છે, આદમી તે જુસ્સાને તાબે થાય છે, હવે આ મગજને ઉસકેરનાર અવાજ છે. અવાજનો પેગામ લઇ જનાર જ્ઞાનતંતુ છે. અવાજના શરોદથી કાનના પડદા ઉપર હવાના (વાઇબ્રેશન) મોજાઓ જઇને અથડે છે, અને એ પડદાની પાછળ જે બેમુલ કરામત ઇશ્વરે કરી છે, તે કરામત મારફતે, અવાજ ભેજાની અંદર જુસ્સાવાળી જગાએ પહોંચી જાય છે, મગજ ઉરકેરાય છે, ને આદમી જુસ્સાને તાબે થાય છે. આ બધુ પરીણામ અવાજનું છે.

**ભેજાના સુસ્ત પડેલા મથકો:**--મગજમાં હજી નહી જણાએલા મથકો સુસ્ત પડી કેમ નહી રહ્યા હોય? તેવા જુસ્સાના મથકોને જાગૃત કરવા કોઇ તેવાજ અવાજની જરૂર હોય કે જે અવાજ હજીસુધી બે માલમ હોય, ને તેથી મગજ હજી પુરેપુરૂ ખીલ્યું ન હોય, વૈદકશાસ્ત્રીઓ કહે છે કે હજી ભેજામાં કેટલાક મથકો બે માલમ પડી રહ્યા છે, કે જેની શકિત માટે તે લોકો કંઇપણ વીચાર આપી શકતા નથી. આગલા વખતમાં મનુષ્ય ભાવિષ્ય કેહેતા હતા, હાલ કયાં છે તે શકિત? શકિતઓ બધી ભેજામાં છે, પણ શરોદની શકિત તેને ખીલવે છે, ને તેનો આધાર છે. અવાજથી થતાં સંગીત શાસ્ત્રમાં જુસ્સાઓ (૧૬૦૦૦) છે. કૃષ્ણાવતારમાં કૃષ્ણની સ્ત્રીઓ સોલહજાર હતી. અને તે દરેક એકેક રાગ રાગની ગાતી હતીઓ, અને તે સમયે સંગીત પોતાની પૂર્ણ ટોંચે હતું.

**અવાજમાં રોગ નિવારણ શકિત છે:**--ઘણા દરદો ઉપર જુદા જુદા રાગોના સ્વરો ઘણીજ સારી અસર કરે છે. શરીરમાં કફ પીત્ત અને વાયુનો વધતો ઓછો પ્રમાણ થવાથી, તેમ અહાર વીહારથી, તેમ રૂતુના ફેરફારથી તંદરોસ્તીમાં બગાડો થાય છે. હવે કેટલાક રાગો, તથા રાગનીઓ કફ નાશક છે, કેટલાક પીત્ત અને વાયુનાશક છે.

**સ્થુલ શરીર રચના તથા ચક્રો:**—શરીરની બનાવટ-પૂણ્ય કમ થવાથી જે જે જીવો ચંદ્રલોકમાં પડયાછે, તે વરસાદ મારફતે થઈ પૃથ્વીની ઔષધીના તથા વનસ્પતિના બીજમાં દાખલ થઈ, તે ઔષધી, વનસ્પતી તથા અનાજ રૂપે પુરૂષ તથા સ્ત્રીના જઠરમાં જઇ વિર્ય,

અને રજ બનેછે, તે વીર્ય યાને ધાત સ્રીના ગર્ભાશયમાં જઇને ગર્ભ રૂપ થાય છે, અને આ પ્રમાણે દેહાકાર થાય છે.

**ચક્રો:**—યોગશાસ્રના પ્રમાણુ પ્રમાણે આ શરીરમાં દશ ચક્રો છે, જેવાકે, ૧. **આધારચક્ર** ( ગુદા અને લીંગ વચ્ચે. ) ૨. **સ્વાધિષ્ઠાન** ( લીંગનું મુળ. ) ૩. **મણીપુર** (પેટમાં.) ૪. **અનાહત** (રદયમાં) ૫. **વિશુદ્ધિ** ( કંઠમાં. ) ૬. **લલના** ( જીભમાં. ) ૭. **આજ્ઞા** ( બે ભ્રકુટીના વચમાં. ) ૮. **મન** ( બે ભ્રકુટીની બાજુમાં. ) ૯. **સોમ** ( મન ચક્રની પાસે. ) ૧૦. **સુધાકર** ( બ્રધરંન્ધ્રમાં. ) આ પ્રમાણે દશ ચક્રો છે. તેમાં જીવનો જે જે ચક્રો સાથે સંબંધ થાય ત્યારે તે ગુણોનો દેખાવ થાયછે. દસ ચક્રમાં પાંચમાં વિશુધ્ધિ ચક્રનો સંબંધ ગાયન વિદ્યા સાથે ઘણો છે.

**શરીરમાં નાડી :**—શરીરમાં નાડીઓ અનેક છે. મુખ્ય ચઉદ છે, તેમાં સુષુમ્ના, ઇંડા, અને પીંગળા ખાસ ત્રણ છે.

**શરીરમાં પ્રાણ:**—શરીરમાં પ્રાણ દશ છે. ૧. **અપાન** ( ગુદા ) ૨ **વ્યાન** (આખુ શરીર) ૩ **ઉદાન** (ઓડકાર કંઠ) ૪. **સમાન** (નાભી) ૫. **પ્રાન** ( રદયમાં. ) ૬. **નાગ** ૭. **કુર્મ** ૮. **કુકર** ૯. **દેવદત્ત** ૧૦. **ધનંજય.**

**શ્રુતિ:**—૧. જે અવાજનો ( Echo ) પ્રતિધ્વની થાય, તેની પેહેલાનો જે ટૂકો અવાજ તેને શ્રુતિ કહે છે.

૨. જે અવાજ અથવા નાદ કાનના ઓરગનમાં સંભળાઇને કાનમાં થોભી જાય, તેને શ્રુતિ કહે છે.

૩. દરેક સ્વર બોલતી વખતે કેટલો વખત લેવો, એ બતાવવાને વાસ્તે દરેક બે સ્વરની વચ્ચે છુટ રાખેલી છે, તે છુટને સુરથા અથવા શ્રુતિ કહે છે.

**શ્રુતિ કેટલી છે:**—શ્રુતિ બધી મળીને બાવીસ છે. શડજની ચાર, રેખબની ત્રણ, ગંધારની બે, મધમની ચાર, પંચમની ચાર, ધૈવતની ત્રણ, અને નીશાદની બે.

**સ્વર.** ૧. શ્રુતિ પછી થનાર જે મધુર તથા પ્રતિધ્વન્યાત્મક નાદ સ્વતઃ શ્રોતાઓનુ ચિત્ત રંજન કરે છે એ સ્વર કહેવાય છે.

૨. જે અવાજ અથવા નાદનો એકો યાને પ્રતિધ્વની સંભળાય છે, ને તે વળી મધુર, મીઠો કાનને લાગે છે, તેને સ્વર કહેછે.

**સ્વરના ભાગ ત્રણ:**—સ્વરના સ્વરીત, અનુદાત્ત, અને ઉદાત્ત એવા ત્રણ ભેદ છે.

**સ્વરીત:**—જે હમેશા ચાર શ્રુતિના સ્વર હોયછે, જેમ સા, મ, પ. અનુદાત્ત-જે ત્રણ શ્રુતિના છે, જેમ, રે, ધ. ઉદાત્ત-જે બે શ્રુતિના છે, જેમ ગ અને ની.

**સ્થાયિ અથવા સપ્તક:**—શ્રુતિ સમૂહ, ગ્રામસ્વર, વંશગત સ્વર અને પ્રયોગ સ્વર આમાંથી દરેકને સ્થાયિ કહેછે, અને પ્રયોગમાં ઘણું કરીને સાતજ સ્વર અવાતા હોવાથી તે સ્થાયિ સ્વરને સપ્તક પણ કહેછે.

**સપ્તકના બે પ્રકાર:**—સપ્તકના પ્રથમ પ્રકારને પૂર્વાર્ધ, અને બીજા પ્રકારને ઉત્તરાર્ધ કહેછે, જેમ. સારેગમ અને પધનીસા.

**સ્થાઇ સ્વર:**—જે સ્વરમા કંઇ પણ ફેરફાર થાય નહીં, યાને જે સ્વરના તીવ્ર, કોમલ થતા નથી, તેને સ્થાઇ સ્વર કેહે છે, જેમ સા અને પ.

**અસ્થાઇ સ્વર અથવા વિકૃત સ્વર:**—જે સ્વરમાં ફેરફાર થાય યાને વિકૃત થાય છે, જેના તીવ્ર, કોમલ, થાય છે તેને અસ્થાઇ સ્વર કહે છે, જેમ, રે, ગ, મ, ધ, ની. કોઈ પણ શુદ્ધ સ્વરને અર્ધાંતર ચઢાવીએ કે ઉતારીએ તો જે નવો સુર થાય તે વીકૃત કેહેવાય છે.

**સ્વર (શુદ્ધ):**—કુદરતના નિયમ મૂજબ જે સ્વર નીકળે છે, તેને શુદ્ધ સ્વર કહે છે.

**તીવ્ર સ્વર:**—શુદ્ધ સ્વરથી ઉંચા સ્વરને તીવ્ર સ્વર કહે છે.

**કોમલ સ્વર:**—કુદરતના નીયમના શુદ્ધ સ્વરથી નીચા સ્વરને કોમલ સ્વર કહે છે.

**આરોહ:**—શડજ સ્વરથી નીશાદ સુધી સ્વરને ચઢતા, ચઢતા ઉંચે લઇ જવા તેને આરોહ કહે છે.

**અવરોહ:**—શડજથી ધીમે ઉતરતા જવું, તેને અવરોહ કહે છે.

**સ્વર સંકેત:**—શડજ કે ખરજ તને સા, રેખબને રે, ગંધારને ગ, મધ્યમને મ, પંચમને પ, ધૈવતને ધ, નીસાદને ની, એવા સંકેત ટુકા નામથી પ્રયોગમાં વપરાય છે.

**સ્વર સ્થાન:**—સાત સ્વર શરીરના જે જે સ્થાનથી બોલાય છે, તે ઉપરથી તેમના નામ છે, જેમકે શડજ અથવા ખરજ-નાભી એટલે પેટથી, રેખબ હૃદય છાતીનો વચલો ભાગ, ગાંધાર હૃદય તથા કંઠના વચલા ભાગમાંથી (વક્ષસસ્થળ), મધ્યમ કંઠથી, પંચમ મુખથી, ધૈવત તાળવામાંથી, અને નીશાદ નાકથી. પેટ, હૃદય, છાતી કંઠ, મુખ, તાળું અને નાક આ બધા સાત સ્વરસ્થાન કેહેવાય છે.

**શડજ, ખરજ:**—નાક, ગળુ, છાતી, તાળવુ, જીભ અને દાંત આ છ પદાર્થથી પૈદા થાય છે, તેથી તેને શડજ અથવા ખરજ કહે છે.

**સાત સ્વર ઉમર:**—શડજ=૮૦. રેખબ, ૭૦. ગાંધાર, ૬૦. મધ્યમ, ૪૦. પંચમ, ૩૦. ધૈવત, ૨૦. નિશાદ, ૧૦. અર્થાત, ઉપર લખેલી ઉમરે જે ગળામાંથી અવાજ થાય, તેજ અવાજ નીકળવાથી સ્વરની પૂર્ણતા ગણાય છે.

**સ્વરરંગ:**—સા, કમલ શ્વેતકલ્લાલ. રે, લીલો, પીળો. ગ, ઘઉં-વર્ણ, સુવર્ણ. મ, શ્યામ. પ=હીંગુલ, લાલશ્યામ. ધ=શ્વેત, પીત્ત, પિળાશ. ની=કાબરચીત્રો (શ્યામ).

**કોમલ, તીવ્ર અને શુદ્ધ સ્વર:**—શડજ પંચમ સદા શુદ્ધ સ્વર હોય છે. રે, ગ, ધ, ની આ સ્વરો શુદ્ધ અને કોમલજ થાય છે. મ= શુદ્ધ અને તીવ્ર થાય છે. (મ) સ્વર ફકત તીવ્ર થઇ જાય છે. જો અર્ધાંતર ઉતારી એ તો કોમલ થતો નથી. સ્વરને ઉતારવાથી કોમલ થાય છે, પણ મધ્યમ સ્વર ઉતારવાથી કોમલ થતો નથી, કારણ કે સ્વભાવીક અનાદીકાળથી શુદ્ધ સ્વરોના મંડળનુ જે પ્રથમ પ્રમાણ છે, તેમાંજ ગાંધારથી મધ્યમની યોજના અર્ધાં-તરનીજ છે, એટલે ગાંધારથી અડધે અંતરેજ (મ) શુદ્ધ છે. મધ્યમથી જો અડધે અંતર ઉતારીએ અને ઉચ્ચાર કરીએ તો તે શુદ્ધ ગાંધારનોજ ઉચ્ચાર થાય છે, તેથી મધ્યમ કોમલ થઇ શકતો નથી.

**કોમલતર:**- મંદ્ર કરતાં નીચા, અને તાર કરતાં ઉંચા સ્વરનો ઉપ્યોગ કવચિતજ થાય છે. (સામાન્યતા થતોજ નથી.) તોપણ તેને ઉચ્ચારવા કે લખવાનો પ્રસંગ આવે, તો તેને "તર" પ્રત્યય લગાડીને નામોચ્ચાર કરવો.

"તમ" આથી આગળના સ્થાયિને એક સંજ્ઞા વધારે આપી "તમ" પ્રત્યયથી ઓળખવા.

ગ્રામ ૧. શ્રુતિના સમૂહમાં વિવીક્ષીત યોજનાથી સ્વરના રૂપ આપીને નિયમિત ક્રમમાં, અને અંતરમાં એકત્ર મૂકવા તેને ગ્રામ કહે છે. ૨. સારી ગોઠવણથી ગોઠવેલી શ્રુતિના જથ્થાને ગ્રામ કહે છે, ગ્રામ એટલે ઘર, ગામ, સ્વરોનુ એકઠુ મલવું. ગ્રામનો સંબંધ શ્રુતિ રચના સાથે છે. પેહેલે નકી કરેલી સાત સ્વરની રચનાનેજ ગ્રામ જાણવો, દરેક ગ્રામમાં સોળ શ્રુતિઓ હોય છે.

ગ્રામ ત્રણ છેઃ–ષડજ ગ્રામ, મધ્યમ ગ્રામ અને ગાંધાર ગ્રામ એમ ત્રણ છે.

મૂર્છનાઃ—૧ સાત સ્વરોનો ક્રમથી આરોહ તથા અવરોહ કરવો તેને મૂર્છના કહે છે. " **क्रमांत स्वराणाम.** "

૨ એકથી વધારે સ્વર કાર્યકારણ ભાવથી આરોહણમાં અગર અવરોહણમાં અગર આરોહઅવરોહણમાં સાથે હોય તો તેને મૂર્છના કહે છે.

મૂર્છનાનો ઉપયોગ :– મૂર્છનાનુ કામ ફકત રસોદ્દીપન માટે સ્વરોના રૂપોપ્રકટ કરવા બદલ છે, જેથી મન તેને રસભાવના પ્રસંગમાં આનંદથી લીન થઇ રહે, ( મોહોત, મુર્ચ્છિત, ઈતિર વ્યવસાય, શૂન્યતા અગર નિશ્ચેષ્ટ થાય.)

**મૂર્છનાની અસરઃ**—મૂર્છનાથી સર્વ પ્રકારના અલંકાર, કુટતાન, રાગાલાપ ઇત્યાદી રાગમાંના સ્વરોનાં કાર્ય ઉદય પામે છે. દરેક રાગ, રાગણીના થાટ એજ મુર્છનાની અસર છે.

મુર્છના કેટલી અને ભેદાઃ—મૂર્છના એકવીસ છે. મુર્છનાના મુખ્ય ભેદ ગ્રામાનુસાર ત્રણ થાય છે. પ્રત્યેક ગ્રામમાં શડજ, મધ્યમ અને ગાંધાર, અથવા નંદાવર્ત્ત, જીમુત, અને સુભદ્ર એવા ત્રણ પ્રકાર છે.

અલંકાર અને વર્ણઃ—૧ નિયમિત વર્ણ સમુદાયને અલંકાર કહે છે. ગાયન ક્રીયાને વર્ણ કહે છે. ૨ સાત સ્વરના મેળાપ તથા સંયોગને અલંકાર કહે છે.

અલંકાર કેમ બનેઃ—એક એક મૂર્છનામાંથી ગાયનકારો ત્રેસઠ (૬૩) અલંકાર કરે છે. ૩ આભૂષણની માફક સ્વરોની જુદી જુદી રીતે જુદીજુદી ગોઠવણ સહિત આરોહણ, અવરોહણ, ક્રિયા થાય તેને અલંકાર એવું નામ આપવામાં આવ્યુ છે. ૪ શબ્દને સ્વરોથી, અને તાલને લય પ્રભેદોથી શોભિત કરવું, તેને અલંકાર કહે છે.

અલંકારના બે ભેદ છે. સ્વરાલંકાર અને તાલાલંકાર.. સ્વરાલંકાર દશ છે, તેને ગમક અગર સ્વરપ્રાણુ કહે છે. તાલાલંકાર દશ છે તેને તાલાંગ અથવા તાલ પ્રાણુ કહે છે.

**ગમક** (દશ.વિધ) સ્વરને કાળની ગતિ મળવાથી તેમાં ચલન ઉત્પન્ન થાય છે. હવે ચલનમાં સ્વર પ્રધાન અને તાલ પ્રધાન એવા બે ભેદ છે. સ્વર પ્રધાનક ચલનને ગમક કહે છે, તાલ પ્રધાનક ચલનને **લય** કહે છે.

ગમકના ભેદ દશ છે:—

૧. **આરોહુ=તાન**:—ક્રમથી ચઢતા સ્વરોનો ઉચ્ચાર કરતા જવુ, તેને આરોહુ તેમજ તાન કહે છે. ૨. **અવરોહુ=પલટા:** ક્રમથી ઉતરતા સ્વરોનો ઉચ્ચાર કરવો તેને અવરોહ તેમજ પલટા કહે છે.

૩. **ડાલુ=સુંથ**:--એક સ્વરથી ઉડવુ. અને જરૂર લાગે તેજ સ્વરપર જરા થોભવુ, અને પછી ઉતરી જવુ, એટલે એકદમ ગીરી પડવુ, તેને ડાલુ કે સુંથ કહે છે. ૪. **સ્ફુરીત=ઝમઝમા:**--ઉતરતા સ્વરોનો ઉચ્ચાર કમ કરીને ઉપરના સ્વરોને સાફ બોલાવવા તેને ઝમઝમા કહે છે.

**સ્ફુરીત=મુર્કી**:—એક સ્વરનો થોડો ઉચ્ચાર કરીને બીજા ત્રણ સ્વરોનુ ભાન કરાવવુ તેને મુર્કી કહે છે.

**સ્ફુરીત=ગીટકડી:**—એક સ્વરનો થોડો ઉચ્ચાર કરવો, અને બીજા ચાર સ્વરોનુ ભાન કરાવવુ તેને ગીટકડી કહે છે. ૫. **કંપીત=લરઝા:**—એક સ્વરનો ઉચ્ચાર કરીને, અને તેજ સ્વરપર થોભીને, અને બીજા સ્વરોનુ ભાન કરાવવુ, અને પહેલા બોલેલા સ્વરને કંપાવવો, તેને કંપીત કે લરઝા કહે છે, ૬. **આહુત=ગમક:**—મુળ સ્વરને બોલવો, અને ચઢતા સ્વરોનુ ભાન કરાવવુ, અને આ પ્રમાણે બબ્બે સ્વરોનુ ભાન કરાવતા જવુ, તેને આહુત યાને ગમક કહે છે. ૭. **પ્રત્યાહાત=ઘસીટ**:—એક સ્વરને બોલવો, અને તેને છોડીને ત્રીજા સ્વરને બોલાવવો, તેજ વખતે યાને બાદ વચ્ચેના સ્વરનુ ભાન કરાવવુ, આ પ્રમાણે ત્રીજા સ્વરનુ ભાન કરાવવુ, તેને પ્રત્યાહાત અથવા ઘસીટ કહે છે. ૮. **ત્રીપુશ્ય=મસક:**-એક સ્વરમાંથી તારની માફક બીજા સ્વરોનું ભાન કરાવવુ, તેને ત્રીપુશ્ય અથવા મસક કહે છે. ૯. **આંદોલ=મીંડ:**—એક સ્વરનો ઉચ્ચાર કરીને, પછી ચોથા સ્વરથી પેહેલા સ્વરસુધી ભાન કરા-

વવુ, તેને આંદોલ અથવા મીંડ કહે છે. ૧૦. મૂર્છન=મૂર્છના:—સ્વરને હલાવવો અને જે સ્વર ગળામાં હોય, તેના આજુ બાજુના સ્વરોને ના હીલાવવા, અને તેનેજ બોલાવવો તેને મૂર્છન કહે છે.

યતી=સ્વરને કાબુમાં રાખી, આપણી મતી પ્રમાણે ખેંચી રાખવો, તે ક્રીયાને સ્વરયતિ કહે છે. યતી પ્રકાર=પાંચ છે. ૧ સમયતી ૨ વિષમયતી ૩ ગોપુચ્છયતિ ૪ પ્લુતયતિ ૫ મૃદંગયતિ.

---

# રાગ વિચાર.

રાગ:—૧ એક અથવા એકથી વધારે રસ ઉત્પન્ન કરવા માટે સ્વરોની જે રચના કરવી, અને જે સ્વરો રંજન કરી શકે તે રચનાને રાગ કહે છે.

૨ જે અવાજ મનપર કંઇ અસર, રસ, રંગ દેખાડે, અથવા પૈદા કરે તેને રાગ કહે છે.

૩ નિયમિત સ્વરોનો સમુદાય જે સ્વર તથા વર્ણથી ( ગાયન ક્રીયા ) મંડીત છે, અને જે સર્વ જનોનુ મન રંજન કરે છે, તેને રાગ કહે છે.

૪ મનુષ્યના જુદા જુદા જુસ્સાઓ, તથા જોશ દેખાડવાને પોતાના અવાજને ચહેરેપર ફેરફાર કરવા, તેને રાગ કહે છે. ગમગીની, માહતમ, રૂદન, ખુશાલી, મસ્કેરી, ઠપકો, ગુસ્સો, દીલાસો, અરજ, પસ્તાવો, ફર્યાદ, દાદચાહવી, કાલાવાલા વગેરે અનેક બીજા માણસાઇ જુસ્સાઓ, "ગાયનની ભાષા" માં આપણે દેખાડીએ તે રાગ કેહેવાય છે, ને તેવા જુસ્સાઓ ૧૬૦૦૦ કૃષ્ણાવતાર વખતે મોજુદ હતા, યાને ૧૬૦૦૦ રાગ, રાગનીઓ હતી.

૫ નિયમાનુસાર સ્વરોથી ભરપુર, ગ્રહ, ન્યાસ, અંશ, સ્થાઇ, દશવિધગમક, અલંકાર, રસ, વાદી, સંવાદી, તાલપ્રાણ ઈત્યાદી જેમાં દેખાય એવા સ્વરના સમૂહના રૂપને રાગ કહે છે.

સંગીત:—ગાવાથી રાગનુ સ્વરૂપ, બજાવાથી તાલનુ સ્વરૂપ, અને નાચવાથી ભાવનુ સ્વરૂપ માલમ પડે છે, તેથી ગાવુ, બજાવવુ અને નાચવુ તેને સંગીત કહે છે.

**માર્ગી સંગીતઃ**—બ્રહ્માદીકોએ જે ગાવાનો માર્ગ શોધી કાઢયો, અને ભરતાદીક મુનીઓએ દેવશંભુની સમીપ જેનો પ્રયોગ કર્યો, તે નિયત ઉદય કરનાર માર્ગી સંગીત કહેવાય છે.

**દેશી સંગીતઃ**—દેશ દેશના માણુસોની રૂચી અનુસાર હ્રદય રંજક એવુ જે ગીત, વાદ્ય, અને નૃત્ય તે દેશી સંગીત કહેવાય છે.

**રાગના ભેદઃ**—મુખ્ય ત્રણુ ભેદ છે. ૧. શુદ્ધ રાગને શાસ્ત્રોકત નિયમાનુસાર આબેહુબ ગાવાથી રંજન થાય છે તે, ૨. છાયાલગ રાગને બે રાગનુ મીશ્રણુ થઇ રંજન કરે તે, ૩. સંકીર્ણુ રાગ તે શુદ્ધ રાગ તથા છાયાલગ એ બેનુ મીશ્રણ. રાગના ભેદ સ્વરભેદથી, સંવાદી અનુવાદી ઈત્યાદી સ્વરોના આધારથી તથા શ્રુતિ ભેદથી રાગનુ રૂપ દર્શાય છે, તે રાગોના ભેદ મુખ્ય પાંચ છે, અને તેમાંથી કેટલા એકના મત પ્રમાણે સાત છે, તે નીચે મુજબ છેઃ—

**પાંચ પ્રકારમાં મુખ્ય** ૧. ઓડવ ૨. ખોડવ, (શાડવ) ૩. સંપુર્ણ ૪. આડવ સંપૂર્ણ, અને ૫. શાડવ સંપૂર્ણ ૧. **ઓડવઃ**—જે રાગ પાંચ સ્વરથી બને છે, તેને ઓડવ રાગ કહે છે, જેવાકે, ભૂપ, બિભાસ, માલકોષ, હિંડોલ, માલશ્રી, સારંગ, તિલંગ, મેઘમલ્હાર વિગેરે. ૨. **શાડવ રાગઃ**—જે રાગ, રાગણી છ સ્વરથી બને છે તેને શાડવ રાગ કહે છે, જેવાકે, શંકરા, મારવા, સોયની, લલત, રાતની પુરીઆ, કૌશીક કાનડો વીગેરે. ૩. **સંપૂર્ણ રાગઃ**—રાગ રાગણી, જે સાત સ્વરથી બને છે, તેને સંપૂર્ણુ રાગ કહે છે, જેવાકે, કલ્યાણુ, શંકરાભરન, કાફી, પીલુ, ઝીંઝોટી, કાલંગડો, ભૈરવ, પુરીઆ દીવસની, પુરબી, તોડી વીગેરે. ૪. **આડવ સંપૂણઃ**—રાગ રાગણીના આરોહ, અવરોહમાં પાંચ અને સાત સ્વર આવે છે, તેને આડવસંપૂર્ણ કહે છે, જેવાકે બીહાગ, ભુપાલી, શ્રીરાગ, ભીમપલાસી, ધનાશ્રી, મુલતાની, બીલાવલ, કેદાર, બહાર, ભૈરવ, આસાવરી, સોરઠ, દેશ, ગૌડમલ્હાર વીગેરે. **૫. શાડવ સંપૂણઃ**—રાગ, રાગણીના આરોહ અવરોહમાં છ અને સાત સ્વર આવે છે તેને શાડવસંપૂર્ણ કહે છે, જેવાકે યમન કલ્યાણુ, ખમાચ, હમીર, કામોદ, માંડ, બસંત, પરજ વીગેરે. હવે બીજા સાત પ્રકાર છે તે ૧. શુધ્ધ, ૨. મહાશુધ્ધ, ૩. માર્ગ, ૪. સાલંગ, ૫. સંકીર્ણ ૬. મહાસંકીર્ણ અને ૭. દેશી.

**રાગોના રૂપો થવાના કારણોઃ**—રાગોના રૂપો થવાના કારણો ત્રણુ છે, ૧. આરોહ અવરોહમાં સ્વરના વર્જ્યા વર્જ કરવાથી, ૨. દીર્ઘ હ્રસ્વ સ્વર મૂકવાથી, ૩. સત્પવિધ ગમકથી રાગોના રૂપો થાય છે.

**રાગોના ભેદ:**—રાગોમાં ઉત્તરાદી, અને દક્ષિણાદી એવા બે ભેદ છે ઉત્તરાદી રાગમાં છ રાગ અને ત્રીસ રાગણી મુખ્ય મનાએલી છે એમાંથી તેની સંતતીની કલ્પના થઈ પુત્ર, પુત્રીઓ, ભાર્યા ઉપરાગ, ઉપરાગણીઓની યોજના થઇ છે. દક્ષિણાદી રાગો તરફ જોતા, તેમના મુખ્ય રાગો સ્વર પ્રસ્તાર ભેદના ક્રમથી થયેલા જણાય છે. ઉત્તરાદી રાગોમાં શિવ, કૃષ્ણ, ભરત અને હનુમાન મત છે. તેમાં ભરત અને હનુમાન મતના રાગ રાગણીઓ ઘણે ભાગે વ્યેહવારાયછે. કોઈ પિંગળમત કહે છે, પરંતુ પિંગળશાસ્ત્રવિષે સંભવ છે, કારણ કે કાવ્ય એ પણ સંગીતનું એક અંગ છે. **શિવમતઃ**—ગાવાનો ઢંગ સર્વથી કઠણ છે, આલાપચારીની રીતથી ગવાય છે, જેમકે ધ્રુપદ વગેરે.

**કૃષ્ણમત:**—આ મતમાં ઠુંમરી, ગઝલ, ગરબી, ઇત્યાદી રસિક, અને કાનને મીષ્ટ લાગે એવો ગાવાનો ઢંગ છે.

**ભરતમત:**—આ મત પ્રમાણે ભજન, કીર્તન રસાલંકાર સાથે ગવાય છે.

**હનુમન મતઃ**—આ મતમાં ખ્યાલ, ટપ્પા ગાવામાં આવે છે.

પાછલા ભાગમાં યવનોએ આ સંગીત વિદ્યા કાળબળના જોરથી ખીલવી તે વખતે મતને ઢંગ અથવા બાની શબ્દ આપી મુખ્ય ચાર ઢંગ તથા બે ઉપઢંગ ઠરાવ્યા છે. જેવાકે ખાંધારી. ગુઅરહારી, ડાગર. અને બુહાર, બીજી ઢઢ, અને મીરાસી.

**રાગનામ:**—૧. કેટલાક રાગોના નામ દેશપરથી, જેમકે શોરઠ, બંગાલી, સીંધવી, મારૂ, માલવ, ગોંડ, ગુર્જરી, તેલંગ, કાનડા, સીંધુરા, ૨. કેટલાક રાગોના નામ રસગુણ બોધક, જેવાકે કલ્યાન, લલીત, મેઘમલ્હાર, હીંડોલ વગેરે. ૩. કેટલાક રાગોના નામ દેવતા બોધક, જેવાકે બસંત, ગૌરી, કેદારી, રામકળી, ભૈરવ, ભૈરવી, નારાયણી, કમલા, મનોહરી વગેરે. ૪. અભિષ્ટનામક, જેવાકે નટ, હુસેની, ઢકા, બિભાસ પરજ, વગેરે. ૫. સંયુક્ત મીલાવટ નામ, જેવાકે નટનારાયણી, હમીરકલ્યાણ, પુર્વીકલ્યાણ, છાંયાનટ, ૬ ગાનારાઓના પોતાનાંજ નામ, જેવાકે મિયાકીમલ્હાર, મીયાકીતોડી, રામદાશીમલ્હાર, રાજનારાયણ, નટશ્યામ વગેરે.

———

## હનુમાન મત પ્રમાણે ઉત્તર તરફના પ્રાચીન રાગ, રાગણીઓ, નીચે પ્રમાણે:—

રાગ. ૧ ભૈરવ. ૨ માલકોષ. ૩ હિંડોલ. ૪ દીપક. ૫ શ્રી. અને ૬ મેઘ.

૧ ભૈરવની પાંચ રાગણીઓઃ—૧ ભૈરવી. ૨ બેરારી. ૩ મધુ-માધવી. ૪ સિંધવી અને ૫ બંગાલી.

૨ માલકોષની રાગણીઓઃ—૧ તોડી. ૨ ગૌરી. ૩ ગુનકલી. ૪ ખંભાવતી અને ૫ કુકુબ.

૩ હિંડોલની રાગણીઓ:—૧ રામકલી. ૨ દેશાખ. ૩ લલત. ૪ બિલાવલ. અને પટમંજરી.

૪ દિપકની રાગણીઓ:—૧ દેશી. ૨ કામોદ. ૩ નટ. ૪ કેદારા અને ૫ કાનડા.

૫ શ્રી ની રાગણીઓ:—૧ આસાવરી. ૨ ધનાશ્રી. ૩ બસંત. ૪ માલશ્રી. અને ૫ મારવા.

૬ મેઘ ની રાગણીઓઃ—૧ મલ્હાર. ૨ ગુજરી. ૩ ભુપાલી. ૪ ટંક અને દેશકાર.

છ રાગોના આઠ પુત્રો પ્રમાણે ૪૮, અને ભારજાઓ (વહુઓ) પણ ૪૮, છે.

**સમ, માન, ભરી:**—ગાયન ગાતી વખતે વાહઃવાહઃની જગા, અથવા ગાનાર, બજાવનાર, અથવા સાંભળનાર જે જગાપર ભેગા થાય છે, તેને સમ, માન, કે ભરી કહે છે. ગીતના સૌદર્યની હદ બતાવનાર તાલનુ અને ગીતનુ પૂર્ણ ચૈતન્યવાળુ એક સ્થલ તેને સમ કહે છે.

**અસ્તાઈ, અંતરા, અભોગ, સંચાઇ:**—કોઇપણુ ગાયનની ચીજના પેહેલા ભાગને અસ્તાઇ કહે છે. સંગીત કાવ્યમાં બે, ચાર, છ, આઠ એવા પાદ આવે છે, પેહેલાને અસ્તાઇ, બીજાને અંતરા, ત્રીજાને અભોગ, ચોથા વીગેરેને સંચાઈ કહે છે. પાંચ, છ, આઠ પાદને પણુ અભોગ કે સંચાઈ કહે છે, તેમાં અસ્તાઇ અને અંતરા તો અવશ્ય કાવ્યમાં હોવોજ જોઇએ.

**રાગાંગ:**—રાગ, રાગણીઓની મૂર્તિઓના સઘળા અંગો સ્વરથીજ બંધાય છે, તે અંગ દશ છેઃ—

**૧ ગ્રહ, ૨ અંશ, ૩ વાદીસ્વર, ૪ સંવાદીસ્વર, ૫ અનુવાદીસ્વર, ૬ વીવાદીસ્વર, ૭ ન્યાસસ્વર, ૮ અપન્યાસ, ૯ વિન્યાસ, અને ૧૦ સન્યાસ.**

**૧ ગ્રહસ્વરઃ**—ગીતના પ્રારંભમાં સ્થાપિત કીધેલો જે સ્વર તેને ગ્રહસ્વર કહે છે, એને પકડસ્વર પણ કહે છે. **૨ અંશસ્વરઃ**—પ્રયોગમાં જે સ્વરનુ વારંવાર આવવુ થાય છે, તેને અંશસ્વર કહે છે. **૩ ન્યાસસ્વરઃ**—ગીતની સમાપ્તિ જે સ્વરથી થાય છે. તેજ ન્યાસસ્વર કહેવાય છે, એને અટકસ્વર પણ કહે છે. **૪ વાદીસ્વરઃ**—રાગ દર્શક જે સ્વર હોય તેનુ નામ વાદીસ્વર, રાગનુ પેહેલુ રૂપ કરનાર સ્વરને વાદીસ્વર કહે છે. **૫ સંવાદીસ્વરઃ**—વાદીસ્વરની આઠ કે બારમી શ્રુતિવાળો સ્વર સંવાદી છે, અને વાદીસ્વર રાજા, ને સંવાદીસ્વર, પ્રધાન કહેવાય છે. **૬ અનુવાદીસ્વરઃ**—રાગનો ખુબ ફેલાવો કરવાને, અને તેનો જમાવ કરવાને અનુવાદીસ્વર ઘણોજ કામ લાગે છે, અને રાજ્યમાં સેનાધિપતિની જેટલી અગત્યના, તેટલીજ અનુવાદીની જરૂર રહે છે. વાદીસ્વરથી બીજી, ત્રીજી, પાંચમી અને છઠી શ્રુતિવાળો સ્વર અનુવાદી કેહેવાય છે. **૭ વિવાદીસ્વરઃ**—ચાલતા પ્રયોગનો પ્રતિકુળ સ્વર, દુસમન જેવો હોય છે, તે સ્વરને વિવાદી સ્વર કહે છે. **૮ વિન્યાસસ્વરઃ**—રાગના સાત સ્વરની હદ બતાવનાર તારસ્થાની સ્વરને વિન્યાસ સ્વર કહે છે. **૯-૧૦ અપન્યાસ અને સન્યાસઃ**—ગીત કે અલાપના અસ્તાઇ, અંતરા અભોગ, એ દરેક ભાગોની સમાપ્તિ જે જે સ્વર ઉપર કરવામાં આવે છે, તે તે સ્વરનાં અપન્યાસ, સન્યાસ અને વિન્યાસ એવા નામો છે. ન્યાસ ગાયનના અંતમાં જે સ્વર આવે છે તે, અને અપન્યાસ વચમાં વચમાં આવે તે.

**આલાપચારીઃ**—હરકોઇ રાગરાગણીના વાદી, સંવાદી, અનુવાદી સ્વરોને વિસ્તારીને તેજ રાગમાં આવતા સ્વરોનુ મિશ્રણ કરી તેનુ ચોખુ સ્વરૂપ જણાવવુ, તેને આલાપ કે અલાપચારી કહે છે. આલાપમાં તાલ તથા શબ્દ, અસ્તાઇ, અંતરા વીગેરેની જરૂર નથી, પણ લયથી લેવાય છે.

**આલાપચારીના પ્રકારઃ**—ચાર જાતની આલાપચારી છે. ૧ રાગાલાપ, ૨ રૂપકાલાપ, ૩ આલિપ્તિ, અને આક્ષિપ્તિકા.

**તાનઃ**—એકથી વધારે સ્વરોનુ ત્વરાથી આરોહણ થવુ, તેને તાન કહે છે. સ્વરોની ગતી ગાતી વખતે એકદમ ઝડપથી બોલી, સ્વરોમાં તુટી કે, કુદી પડવું, તેને તાન કહે છે.

**પલટા**:—એકથી વધારે સ્વરોનુ ત્વરાથી અવરોહણ થવુ તેને પલટા કહે છે.

**પ્રવેશતાનઃ**—ચઢતા સ્વરોની તાન યાને આરોહણને પ્રવેશતાન કહે છે.

**નિગ્રહતાનઃ**—ઉતરતા સ્વરોની તાન યાને અવરોહને નિગ્રહતાન કહે છે.

**તાનના પ્રકાર બધા મળીને સાત છે. ૧ સંપુર્ણતાનઃ**—પ્રથક સાત સ્વરની તાનને સંપૂર્ણતાન કહે છે. ૨ **શાડવતાન**:—છ સ્વરની તાનને શાડવતાન કહે છે ૩ **આડવતાનઃ**—પાંચ સ્વરની તાનને આડવતાન કહે છે ૪ **સુરતરતાનઃ**—ચાર સ્વરની તાનને સુરતર તાન કહે છે. ૫ **સ્વામીકતાનઃ**—ત્રણ સ્વરની તાનને સ્વામીક-તાન કહે છે. ૬ **ગાથીકતાનઃ**—બે સ્વરની તાનને ગાથીક તાન કહે છે. ૭ **આર્ચિકતાનઃ**—એક સ્વરની તાનને આર્ચિકતાન કહે છે.

**સ્થાન ભેદની તાનો :—૧ નાદતાન** :—નાભિસ્થાનથી જે તાન લેવાય તેને નાદતાન કહે છે. ૨ **કુમકતાન** :—વક્ષસ્થળથી જે તાન લેવાય તેને કુમકતાન કહે છે. ૩ **કંઠતાનઃ**—કંઠમાંથી જે તાન લેવાય તેને કુટતાન કહે છે. ૪ **બંદતાનઃ**—જે તાન મગજમાંથી લેવાય તેને બંદતાન કહે છે.

સાચીતાન જરૂરના સ્વરની બરાબર મેળવણી તથા આરોહી અવરોહીપર બારીક નજર રાખવાથી સાચીતાન થઇ શકે છે. સાધારણ માણસની નાડી ઉછળે છે, તેટલાજ વખતમાં ચાર સ્વરધ્વની થવી જોઇએ તેને તાન કહે છે.

**કુટતાનઃ**—સંપૂર્ણ અને અસંપૂર્ણ મૂર્છનાઓના સ્વર ક્રમનો ભંગ કરી જયારે તેમને ઉચ્ચારવામાં આવે છે, ત્યારે કુટતાનો ઉત્પન્ન થાય છે.

**ગમક**:—ગાતી વખતે સ્વરને કાચબાની માફક વાંકો કરવો, તેને ગમક કહે છે.

**મીંડ**:—ગાતી વખતે એક સ્વરને બીજા અથવા ત્રીજા કે તેથી વ-વધારે સ્વર સુધી ખેંચવો, તેને આંદોલ કે મીંડ કહે છે.

**રેપ અને બીડારઃ**—આરોહની મીંડને રેપ અને અવરોહની મીંડને બિડાર કહે છે. **લાગ**:—ગાતાં ગાતાં કોઇ સ્વરને એકદમ મૂકી

દઈ બીજા સ્વરપર જવું તેને લાગ કહે છે. **દાટ:**—ગાતાં ગાતાં હરકોઈ સ્વરને દબાવી દેવો તેને દાટક્રીયા કહે છે. **ઉરપ તુરપ:**-ગાતાં ગાતાં સ્વરોને વીંટાતા જવું તેને ઉરપ, કે ઉલપ કહે છે, અને સ્વરોને વીટાતા ઉતરવું તેને તુરપ કહે છે. **કુમક :**—સ્વરનું ગળામાં કાંપવું અથવા ધ્રુજવું તેને કુમક કહે છે. **રાગ ઉપજ:**-ગાયનની ચીજોને સાદી રીતે અસ્તાઈ, અંતરો ગાયા પછી જે સ્વરોનો ફેલાવો તાલ તથા લયમાં કરવો, તે ક્રીયાને ઉપજ કહે છે. **નોંથોં:**—ગાનાર જે રાગ, રાગણી ગાનાર હોય છે, તેની ચીજ ન ગાતાં તે રાગ, રાગણીની છાંયા તથા પ્રતિબીંબસ્વર, તાનાનાના, દેરેના, તોં વીગેરેથી જે શરૂઆત કરે છે, તેને નોંમથોંમ કહે છે. **પ્લુતસ્વર :**—દરેક સ્વરને ત્રણ ત્રણવાર બોલવો તે ક્રીયાને પલુત સ્વર કહે છે. **રાગ ધુંદ :**—(ધૂન) તાનાનાના વિગેરેથી રાગની છાંયા ન બદલાવતા ફકત આકારથી રાગો ગાઇ જવા તેને રાગધુંદ કહે છે. **જોડકામ :**—તંતુવાદ્ય ઉપર મીંડથી જે કામ કરવું તેને જોડકામ કહે છે. **સાથ :**—ગાનાર તથા વાજીંત્ર વગાડનાર પોતાપોતાના ગાવાના વગાડવાના નિયમપૂર્વક ગાએ તથા વગાડે તેને સાથ કહે છે. **સૂર છેડવું :**—ગાવાને તથા વગાડવાને જે સ્વર મુખ્ય માનેલો છે, તેજ સ્વરને છેડવો યાને વગાડવો એમ કેહેવું, તેને સૂર છેડવું કહે છે. **સંગીત વિદ્યા :**—સંગીતની હર કોઇ ચીજ રાગ, સ્વર, તાલ, લય તથા ગ્રામને અનુસરીને બનાવવું, અથવા ગાવા, બજાવવાને લાયક કરી આપવું, અથવા સમજવું તેને સંગીત વિદ્યા કહે છે. (Theoratical Knowledge). **સગીત કળા :**-સંગીતની હરકોઇ ચીજ કવિતાના નિયમ પ્રમાણે બનાવીને આપી હોય, તેને ગાવી, બજાવવી, અને નાચી દેખાડવી તેને સંગીત કળા કહે છે (Practical Knowledge) **થાટ :**—જે રાગ સંપૂર્ણ હોય, તથા જેના આરોહ, અવરોહમાં કોમલ તીવ્ર સ્વરો એકસરખાજ હોય, તેને થાટ કહે છે. થાટ બાર માનેલા છે. થાટને "મેળ," સંસ્થિતિ પણ કહે છે. પ્રત્યેક રાગની જે અવશ્ય સ્વર રચના તેને થાટ કહે છે. મી૦ વીશ્ણું ભાતખંડે "લક્ષ્ય સંગીત"ના તરજુમામાં દશ થાટ જણાવ્યા છે, કે જે મનન કરવા જેવા છે.

**પ્રબંધ:**—ભાષાની અને કાવ્યની નિયમાનુસાર વિવક્ષિત ઉદ્દેશની રચના કરવી, તેને પ્રબંધ કહે છે.

**પ્રબંધના પ્રકાર:**—પ્રબંધના પ્રકાર ત્રણ છે, **પદ્ય**, ગદ્ય અને ગીત.

**પદ્ય:**—એટલે કવિતા તેમાં અક્ષર ગણ છંદ, અને માત્રા ગણ છંદ છે. અક્ષર ગણ છંદમાં દ્વિપદ, ત્રિપદ, ચતુષ્પદ, ઉપજાતિ, દંડક ઈત્યાદી ભેદ છે. માત્રાગણમાં દ્વિપદી, ત્રિપદી. ચતુષ્પદી, ષટપદી, અષ્ટપદી, આર્યા, ઈત્યાદી છે. પદ્ય લઘુ અને ગુરૂ કાળમાં એવા બેમાં છે. લઘુ, ગુરૂ, ગણ. માત્રા, યતિ, **પ્રાસ**, ઈતિયાદીથી શોભીત હોય છે.

**ગદ્ય:**—એટલે ભાષણ અને તેમાં લઘુ, ગુરૂ, પ્લુત. દ્રુત, આ ચાર કાળમાં શોભીત હોય છે.

**ગીત:**—ગીતના બે પ્રકાર છે, **ગાન** અને **ગાયન**. ગીતઃ—લઘુ. ગુરૂ, પ્લુત, દ્રુત, અનુદ્રુત અને કાકપદ આ છ કાળમાં હોય છે. **ગાનઃ**—એની રચના મર્યાદીત અને સૂક્ષ્મ હોય છે, અને તેની સ્વરોની રચના જે એક વખત ઠરે છે, તેજ દરેક કડીમાં વારે ઘડીએ આ વરતન થાય છે. ગાનને "અલ્પબંધક" કહે છે, ગાન એક સ્વરથી સાત સ્વર સુધી હોય છે, રસ જાહેર કરવાની કર્ત્તવ્યતા છતાં તે નિયમિત હોય છે. ગાનના પ્રકાર પાંચ છે. **૧ સપ્તગાન. ૨ પરમાર્થગાન, ૩ સાવધાનકગાન, ૪ માયાપ્રર્વતકગાન**, અને **૫ સપ્તગાનઃ**-રાગ એક સ્વરથી સાતસ્વર સુધી હોય છે, તેને સપ્તગાન કહે છે. **આર્ચિક**, ગાથીક અને સામીક ત્રણ સ્વર ગાન એ પરમાર્થગાન છે. **સ્વરાંતર**, ( ચાર સ્વર ગાન ) તે સાવધાનક ગાન છે. ઓડવ, શાડવ, અને સંપૂરન, ૫, ૬ અને ૭ સ્વર એ **માયાપ્રર્વતકગાન** છે.

**ગાયનઃ**—૧ એમાં પાંચથી સાત સ્વરો હોય છે, એની રચના ગૃહાંશ, સન્યાસથી બદ્ધ છતાં અભિષ્ટરસ પ્રદીપ્ત કરવા સારૂ ત્રિસ્થાઈમાં સંચાર કરવા માટે યોગ્ય હોય છે. પાંચ સ્વરોથી સાત સ્વરો સુધી હોય છે. એને "મહદબંધક" કહે છે. ગાનની રીતે રસ જાહેર કરવાની કર્તવ્યતા છતાં, તે ગૃહ. અંશ, ન્યાસ, વીગેરે દશ વીધ ગમક, અલંકાર, વાદી, સંવાદી, અનુવાદી, તેમજ તાલ દશ પ્રાણ ઈત્યાદીથી શોભીત હોય છે. ૨ યથાર્થ સંસ્કાર પામેલા સ્વરોને ગાયન કહે છે. ૩ મનની કોમલ લાગણી પર જબરજસ્ત અસર કરે, અને ઔષધીની માફક બહુ રોગોનુ નિવારણ કરે તેને ગાયન કહે છે. ૪ મનોવિકારનુ જે ખરેખરૂં ચિત્ર તે ગાયન કેહેવાય છે. **ગાયનના મુખ્યભેદો ચાર છે:—૧ સ્વર પ્રધાનક**

ગાયન, ૨ અર્થ પ્રધાનક ગાયન, ૩ રાગ પ્રધાનક ગાયન અને ૪ સાલંકૃત ગાયન.

**૧ સ્વર પ્રધાનક ગાયનઃ**—જે ગાયનમાં ઘણે દરજ્જે સ્વર પ્રધાન હોય છે. આનો ઉપયોગ પ્રાથમિક શિક્ષણમાં છે. અને એના પેટા ભાગ આઠ છે. ૧ સ્વરાલંકાર, ૨ સ્થાય્યલંકાર, ૩ કાલાલંકાર, ૪ તાલાલંકાર, ૫ રાગાલંકાર, ૬ સમગાન, ૭ લઘુગીત, ૮ લક્ષણગીત.

**૨ અર્થ પ્રધાનક ગાયનઃ**—જે ગાયનમાં અર્થ (ભાવ) પ્રધાન હોય છે, તેને અર્થ પ્રધાનક ગાયન કહે છે, એનો ઉપયોગ આ દુનીયાના કાર્ય સાધનમાં, અર્થ ભાવના સૂચકમાં, અને તાંડવાદી ક્રીડા વિનોદમાં થાય છે. એમાં કૃતિ, કિર્તન, પદ, ભજન, છંદ, ગઝલ, ગરબી, જાવડી, ઠુમરી, લાવણી ઇત્યાદીનો સમાવેશ થાય છે.

**૩ રાગ પ્રધાનક ગાયનઃ**—જે ગાયનમાં રાગ, (રસ) પ્રધાન હોય તેને રાગ (રસ) પ્રધાન ગાયન કહે છે. તેનો ઉપયોગ, ગાયક, નાયક, લોકોમાં તેમજ રાજ સભામાં થાય છે. એમાં રાગાલાપ, તાનવર્ણ, દ્વિધાનુ પ્રબંધ (ખ્યાલ), પલ્લવી ઈતિયાદીનો સમાવેશ થાય છે.

**૪ સાલંકૃત ગાયનઃ**—સાહિત્યમાંના વાકય, શબ્દ અગર શબ્દાવય, એના અર્થના રસાનુરોધથી અથવા સાહિત્યમાંના ગર્ભિતાર્થના રસાનુકુલ મુજબ અક્ષર, શબ્દ અગર વાકય એને તદ્રસવાચક સ્વરોથી અલંકૃત કરવું, તેને સાલંકૃત ગાયન કહે છે.

**સાલંકૃત ગાયનાના પાંચ ભેદ છેઃ**—૧ કાલાલંકૃત ૨ લયાલંકૃત ૩ અર્થાલંકૃત, ૪ ભાવાલંકૃત, અને ૫ રાગાલંકૃત કહે છે.

**૧ કાલાલંકૃતઃ**—છંદના અક્ષર અને ગણ, માત્રાઓના કાલાનુસાર સ્વરની રચના કરવી તેને કાલાલંકૃત ગાયન કહે છે.

**૨ લયાલંકૃતઃ**—લયની ગતિને પ્રધાનત્વ આપીને ગાવું. તેને લયાલંકૃત ગાયન કહે છે.

**૩ અર્થાલંકૃતઃ**—શબ્દ અને વાકય એના અર્થને પ્રધાનત્વ આપીને ગાવું, તેને અર્થાલંકૃત ગાયન કહે છે.

**૪ ભાવાલંકૃતઃ**—સાહિત્યમાંના શબ્દો અને વાકયોના જુદા જુદા અર્થો તરફ ધ્યાન આપી, તેને ભાવને દીપાવનાર સ્વરોથી સાહિત્ય અલંકૃત કરવું તેને ભાવાલંકૃત ગાયન કહે છે.

**૫ રાગાલંકૃત:**—રાગના રસ દીપાવવા સારૂ સ્વરોને પ્રધાનતા આપી ગાવું તેને રાગાલંકૃત ગાયન કહે છે.

**ગદ્ય પદ્ય અને ગીત:**—શરીરની અને મનની આરોગ્યતાનુ સંરક્ષણ કરવાને ગદ્ય થકી પદ્ય, પદ્ય થકી ગીત, અધિક ગુણકારી છે. ગદ્ય, પદ્ય, ગીત, રસ, અને નાદ, આ ક્રમથી એક બીજામાં ઉદય પામનાર છે. નાદનો આદીઅંત (ॐ) ઓમકાર છે, માટે ગાયનની શરૂઆત પેહેલા "ॐ **अनंत हरी**" એમ ઉચ્ચારાય છે. અને ત્યારબાદ પ્રબંધ ગવાય છે. ॐ માંથી (તોંમ) સંભળાય છે.

ગદ્યનો ઉંચ્ચાર એકવાર, પદ્યનો ઉચ્ચાર બે વાર, ગીતનો બેથી અનેકવાર બોલવાથી દોષ ગણુવામાં નહી આવે, કારણ ગદ્યમાં અર્થ સરળ હોય, પદ્યમાં તે અન્વયાર્થક હોય છે અને ગીતમાં તે ભાવ સ્વરયુક્ત અન્વાર્થક હોય છે.

**રાગ અથવા ગાયનના ગુણો:**—અગીઆર છે. ૧ અત્યાનંદ. ૨ ચિત્ત-સ્થિરતા. ૩ મનોલ્હાસ. ૪ શ્રમનિવારણ. ૫ લોકપ્રિયતા. ૬ વશીકરણ. ૭ આરોગ્યવૃદ્ધિ. ૮ વિચાર શક્તિને ઉત્તેજન. ૯ આયુવર્ધક. ૧૦ મોક્ષદાયક. ૧૧ શોકનાશક.

**ગાયનનું પ્રયોજન:**—૧ ગાયનથી **ધર્મ, અર્થ, કામ અને મોક્ષ** પ્રાપ્ત થાય છે. ગાયનના સાધનોથી શારીરીક, અને માનસીક ધર્મ નિર્વિઘ્નતાથી સધાય છે. ધર્મોની ઉન્નતિથી ને સહાયથી જ્ઞાનરૂપ અર્થ સાધવાની શકિત પ્રાપ્ત થાય છે. અર્થના પ્રબલ આધારથી ઈચ્છિતકામ પ્રાપ્ત કરી લેવાય છે, અને કામ સાધ્યાથી અભિષ્ટ સાધવાની બાકી રહી શકિત નથી, એવી જાતની સ્થિતિ પ્રાપ્ત કરી લેવી તેનેજ મોક્ષ કહે છે. ધર્મમાં **શારીરીક, માનસીક,** અને સામાજીક એવા ત્રણ પ્રકાર છે

**શારીરીક ધર્મ:**—ગાનાભ્યાસ રોગ બીજોને શરીરમાં પેસવા દેતા નથી, જો કવચિત પ્રવેશ કરે તો તેને ત્યાં ટકવા દેતા નથી, ઔષધો રોગોને હઠાવે છે, અને ગાનાભ્યાસતો તેને અંદર પ્રવેશ થવાજ દેતા નથી. સવાર, સાંજ અને મધ્યહાનની સંધી સમયમાં ગાન, ગાયન કે ભજન કરનારાઓને ઘણે ભાગે રોગ પકડી શકતો નથી. ગાયન શરીર અને મન એમાંના ગુણ ધર્મોના હિતચિંતક મિત્ર તરીકે મનાય છે. પ્રભાતમાં ઉંઘમાંથી ઉઠયા બરોબર

અંતરિન્દ્રિય નિર્મલ કરવા સારૂ પ્રભાતીયાં ભજન, ધ્યાન સ્તુતિ, અથવા સ્વર સાધનાદી ગાયન ગાઇએછીએ, તેથી અંતર ઇંદ્રીઓમાંના અનેક પ્રકારના મળ પોતપોતાનાં બાહ્યન્દ્રિઓના ધ્વાર સુધી આવી ધડકે છે, પછી કર્મઇંદ્રીઓને દીશાપાણી, દાતણ, ઇત્યાદીથી નિરૂપદ્રવી કરી, પછી નિર્મલ થવા સારૂ આપણે પ્રાતઃસ્નાન કરીએછીએ. ગાયનથી શ્વાસને વધારે જોર મળી લોહીનો એટલો વેગ ઉપજે છે કે તે વેગને લીધે રકતમાંના નિર્જીવ રજકણો તે તે ઇંદ્રિઓના ધ્વાર તરફ જઇ પહોંચે છે. ગાયનને લીધે ફેફસાની ક્રિયા જોરથી ચાલેછે. લોહીને વેગ મળેછે, છાતી પહોળી અને મજબુત થાયછે, ને પ્રત્યેક ઇંદ્રિયને પોત પોતાના કામ કરવા સારૂ જોર મળેછે પ્રભાતમાં, દેવપૂજાની, અતીથીપુજાની વખતે, તથા સાયંકાળમાં, સુતી વખતે ગાન, ગાયન, ભજન. સ્તુતિપાઠ કરવાથી, શારીરીક ધર્મનુ સંરક્ષણ બહુ સારીરીતે થાયછે. રાજસભામાં લગ્નાદી શુભપ્રસંગમાં, ગાઇએ અને વગાડીએછીએ, વિપત્તિ અને નિર્વાણ પ્રસંગમાં કેટલાએક પ્રવિલાપ, ભજન અગર કેવળ વાજીંત્રોનો ઉપેયોગ કરેછે, એમ કરવાનુ કારણ પણ શારીરીક ને માનસીક આરોગ્ય રક્ષણ કરવા માટેજ છે. પછી તેમ કરનારાઓ તે સમજે કે ન સમજે.

માનસીક ધર્મઃ—ગાયનથી કુંભકનો પ્રભાવ જેમજેમ મનોમય ઉપાધીઓ ઓછી થતી જાયછે. ગાયનથી ચીત્તને એકાગ્રતા પ્રાત્પ થાયછે. ગાતી વખતે અનેક ઉપદ્રવી દુર્ગુણ સ્પર્શ કરી શકતા નથી, પણ આનંદ અને ઉમંગ વધેછે, અને નિરૂત્સાહ, રૂક્ષસ્વભાવ, અને ક્રોધ, દુર્બલ થતા જાયછે. ગાયન વ્યહુવારીક ને પારમાર્થિક દ્રષ્ટીથી શરીરને જેમ હીતકારી છે, તેમ મનને માટે પણ છે. ગાયન એ બધી જાતના ગુણોને ઉત્સાહ આપનારછે ગાયન દુઃખનાશક, ઇંદ્રિયાકર્ષક, રસપ્રેરક, ને યોગાનુ સંધાનક છે. પક્ષિઓના સર્વ વ્યહુવાર તથા વ્યાપાર નાદમયછે, તે પોતપોતાના ગાયનથી કામ તથા કંટાળો દુર કરી લે છે.

સામાજીક ધર્મઃ—શારીરીક અને માનસીક બળને પોતાની શક્તિવડે રક્ષણ કરવાની તાકાત જેને બહુ ઓછી તેને અબલ કહેછે. અબલના પ્રકાર ચાર છે, જેવા કે સ્ત્રી, બાલ, વૃદ્ધ અને રોગી. સ્ત્રીઓમાં સ્વભાવતા બળ કમી

હોય છે, તેથી તેમને અબળા કહે છે. સ્ત્રિઓનો ઉદ્યોગ ઘણે ભાગે ઘરમાંનુ કે બહારનુ કામ કરવાનુ હોય છે, પણ શ્રીમંતાઇમાં ઉદ્યોગ વગર બેસી રહેવું, એમાંજ તેઓનો આરોગ્ય પ્રાપ્ત કરી લેવાનું હોય છે. સ્ત્રીઓને ગીત, ગરબા, પુદ્દડી, હીચ, ઝીમાં, નાચ, ગાવુ, વગાડવું એ ઘણુંજ જરૂરનું છે. અશુભ પ્રસંગમાં વિલાપ કરવો, કુટવું, વિગેરે પણ એક જાતની શરીરને કસરત છે. સ્ત્રી જાતિને સારી રીતે ગાતા, વગાડતા, આગલા સમયમાં શીખવતા હતા, અને તે સમયમાં ઘણી નામાંકીત સ્ત્રીઓ થઇ ગઈ છે, હાલ આ વિદ્યાની કેળવણી ગૃહસ્થ સ્ત્રીઓમાંથી નાબુદ થઇ ગઇ છે, તેને જરૂર ભુલવી નહી, અને ગાયન કળા ઘણાજ ફાયદા વાળી છે, તે દરેક માબાપે, પોતાના છોકરી, છોકરાંને તથા પુરૂષોએ પોતાની સ્ત્રીને ગાયનનું શિક્ષણ જરૂર આપવુંજ જોઇએ. સપ્તસ્વરોના અભ્યાસથી બાળકોના, કંઠને, જીભને, મુખને, અને રદયાદી અંતર ઇંદ્રીઓને તાલીમ મળે છે, તેથી તેઓના શરીરમાંના નિરૂપયોગી, નિર્જીવ, ને જડ, દ્રવ્યો, બહી ર્મુખ થાય છે, એથી બાળકોને તાજાપણું આવે છે, એ સિવાય અસ્પષ્ટ બોલવું, અટકતા બોલવું, ઇત્યાદી કઠંદોષ ક્રમથી ઓછા થતાં જાય છે. સ્વરગાનથી આરોગ્યને, અભ્યાસને અને કોઇ પણ કામ ધંધાને ઉત્તેજન મળતુ જાય છે. વૃદ્ધાવસ્થામાં તાંડવાદી ક્રીડાથી ને ઈતર કામથી વ્યાયામ મેળવાના સંભવ ઓછા હોય છે, એવી હાલતમાં પ્રભાતીયાં, સાંજના ભજન, અને બીજી વખતે વીણા, સ્તોત્ર, પાઠ, ગાઇ તથા વગાડી આરોગ્ય રક્ષણ કરવું એજ ઘડપણમાં વધારે અનુકુળ હોય છે. રોગીઓમાં વાત પ્રધાનકના દરદો ઈતર પીત્ત અને કફના દરદોનો દબાવા-વામાં ગાયન એક ઉત્તમ ઔષધીની જગાએ કામ કરે છે. ગાયન એ આરોગ્યકારક છે.

**ગાયન એક શહેર ગામ અથવા નગરને હીતકારક છે:—૧** સુખ દુઃખ પ્રવર્તક કણો વાતાવરણમાં અનંત પ્રકારના છે, તેઓને આપણી પાસેથી દુર હઠાવનારી અગર પાસે લાવવાની તાકાત નાદની ક્રીયામાં છે. ૨ ન્હાના ગામડાઓથી રાજધાનીઓમાં, વ્યાપારી શહેરોમાં, ધર્મના સ્થાનોમાં, સાર્વજનીક પ્રદે-શોમાં, લોકોનુ સંમેલન વિશેષ હોય છે. તેજ મુજબ યજ્ઞ, મેળો, જાત્રાા લગ્ન પ્રસંગમાં, જન્મ મરણ ઇત્યાદી કાળમાં. પણ

જગ્યાના પ્રમાણ કરતાં લોકો વધારે ભેગા થાય છે, તેથી તે જગ્યાની તેવે વખતે હવા બગડવાની ધાસ્તી વિશેષ રહે છે, તે બગડે તો પણ ત્યાં ટકી નહીં રહે એ વિષે જે જે ઉપાયો લેવાય છે, તેમાં મહાવાદ્યોનો ઉપયોગ વધારે મંગળકર છે. ૩. પરમેશ્વરકૃત વીણા ( પ્રાણીમાત્રનો કંઠ ) આપણા શરીરના પ્રમાણમાં જેટલી જગા શુદ્ધ કરવી અવશ્ય હોય છે, તેટલી તે કરી શકેછે. મનુષ્યકૃત્રિમ વાજીંત્રોની સહાયથી બગડેલી હવા વિશેષ શુદ્ધ કરી શકે છે. ૪. તંબુરો, મહતીવીણા (નારદીવીણા) કછપી (સરસ્વતીબીન) કલાવતી ( તુંબરૂ, રૂદ્રબીન ) ઈત્યાદી તંતુવીણાઓ, પાસેના વાતાવરણમાંના અતિસૂક્ષ્મ કણોને દુર ધકેલી નાંખે છે. બાંસરી, શરનાઇ, શિંગી ઇત્યાદી સુશિર ( ફુકવાના ) વાદ્યો વાતાવરણમાંના રોગ બીજો દુર હડસેલી લઇ જાય છે. ઘંટ, તાસા, ઝાંઝ, ઇંત્યાદી ઘનવાદ્યો, અને મૃદંગ, નગારા, ભેરી. ઇત્યાદી ચર્મવાદ્યો સર્વ પ્રકારના સ્થુલ, સૂક્ષ્મ રોગ બીજોને દુર હાંકી લઇ જાય છે, અને આવતા સ્થુલ સૂક્ષ્મ રોગ બીજોને પાસે આવવા દેતા નથી. ૫. આ વાદ્યોથી વાતાવરણમાંના સ્થુલ, સૂક્ષ્મ રોગ બીજો તથા દુષિત હવા દુર થઇ શુદ્ધ હવા માત્ર, પ્રાપ્ત થાય છે, માટે મંદીરમાં, રાજદરબારમાં, ધર્મસ્થાનોમાં, યજ્ઞાદી સાર્વજનીક કાર્યોમાં, સવાર, સાંજ, મધ્યાનની સંધીકાળમાં, લગ્નાદીકક્રીયામાં સંધીની આદી અંતઘડીમાં પંચમહાવાદ્યોની બહુ જરૂર છે, માટે વાજીત્રસમૂહને મંગલવાદ્ય કહે છે. ૬. રાજાની દરબારમાં, સભામાં, દેવ, ગુરૂ, અતીથીની પૂજાનાં સમયમાં તે, તે ગુણધર્મોના અનુયાયી તથા ભક્તનિયમિત તથા મર્યાદીત સ્થાનમાં મુકરર વખતે, એકત્ર થાય છે, એવી વખતે રાજસભામાં ગાયન, નૃત્ય થાય છે, દેવસ્થાનોમાં પૂજાની વખતે ઘંટ, ઝાંઝ, તાસ, નગારૂ ઇત્યાદીનો ઘોષ થયા કરે છે, અને મહાદ્વારોના ઉપર ચાર સંધિ સમયમા નોબત વગાડવું અવશ્યનું માનેલું છે. ૭. ઘરકે ઓરડીમાની હવા શુદ્ધ રાખવા સારૂ તંતુવાદ્ય, સભામાંની હવા શુદ્ધ રાખવા સારૂ ગાયન, અને નૃત્ય, તેમ મંદીરોમાંની પવિત્રતા સંભાળવા સારૂ ત્યાં બાંધેલા ઘંટો, નગારૂં ને નિત્યભજન. રસ્તામાંની ને વરઘોડામાંની હવા શુદ્ધ રાખવા પંચમહાવાદ્યો, બંદુકોમાંના અને ફટાકાના ( દારૂખાનું ) અવાજની યોજના હોય છે. ૮. જગ્તમાંના સર્વ પ્રકા-

રના વ્યહવારો ચાલુ રહેવા સારૂ નાદજ મુખ્ય કારણુ છે. શેહેરો-માંના મલમૂત્રાદી, કચરાપટ્ટી કાઢી શુદ્ધ કરવાનું કામ જેમ શેહર-સુધારક સંસ્થા (મ્યુનીસીપાલીટી) હોય છે, અને ઇતર દુષ્ટ પ્રાણીઓ તથા મનુષ્યો તરફથી રક્ષણુ કરવાનું કામ પોલીસને (કોટવાલને સોંપેલું હોય છે,) તેમ શરીરમાંના નિરૂપયોગી તથા નિર્જીવ મળ મુત્રાદી દ્રવ્ય બહિર્મુખ કરાવાનું કામ ગાયનને તાબે હોય છે, અને વાતાવરણમાંના દુષ્ટ રોગ પ્રવર્તક રોગ બીજોને અને અશુદ્ધ હવાને દુર કહાડવાનુ કામ મહાવાદ્યો, આ હકીકત સૃષ્ટીના નિયમાનુસાર હોય છે.

૯. માનવી ઉન્નતિને સાધક હોય, તેવા અનેક ધર્મોમાં ગાયન એક મુખ્ય ધર્મ છે, એથી મનુષ્યને ઇહલોક ને પરલોક સુખનું સાધન પ્રાપ્ત થાય છે, અને શરીર ને મનનુ કર્તવ્ય ઉત્તમ પ્રકારે થાય છે. શારીરીક અને માનસીક ધર્મ સાધવામાં આવ્યા પછી, અર્થ સાધ-વાની તાકાત આવે છે. અર્થની પ્રાબલ્યતાથી કામ સાધવાની શક્તિ પ્રાપ્ત થાય છે, અને ઇષ્ટ હેતુ સાધ્ય થયા પછી, વાસના રહીત સ્થિતિ પ્રાપ્ત થાય છે, નિર્વાસનામય સ્થિતિ પ્રાપ્ત કરી લેવી એનુ નામજ મોક્ષ.

૧૦. ગાયનથી સર્વજ્ઞપ્રભુ, અને જ્ઞાની આનંદસાગરમાં નિમગ્ન થાય છે. શિશુ મૃગાદી પ્રાણી બહુજ આનંદ પામે છે, તે વખતે પોતાનો વ્યવહાર અને દેહભાન ભુલે છે. ગાયનમાં ધર્માર્થ કામ અને મોક્ષનું બીજ છે. ગાયનને અતિ ઉચ્ચ મંત્રયોગ કહે છે. જગનાદાત્મક છે, અને ઘણાખરા માનવી વ્યહવાર નાદાધીન થઇ રહેલા છે.

**ચીજ:**—રાગોના ગાયનોની રચનાને ચીજ કહે છે, અગાઉના વખ-તમાં પ્રબંધ કહેતા, એટલે જે ગાયનમાં સ્વર પ્રધાનક, અર્થ (ભાવ) પ્રધાનક અને રાગ પ્રધાનક એવા ત્રણ પ્રકાર ઐક્ય થયેલા હોય છે, તેને પ્રબંધ કહે છે. હાલના સમયમાં **ધ્રુપદ, ખ્યાલ, ચતરંગ, ઠુંમરી, સરગમ, તીલાના,** અથવા **તરાના, ટપ્પો, ગરબો, ગઝલ, લાવણી, હોરી, ભજન, અષ્ટપદી,** અને **પ્રબંધ, પદ, કાહરવો** અથવા **કેરબો** વીગેરેને ચીજ કહે છે.

**ધ્રુપદ:**—આ ચીજમાં એટલે ગાયનમાં સ્વરોના મધુરપણાના કરતાં તાલોની ઘણીજ ખટપટ હોય છે. ગમક આવે છે, તાન નથી આવતી. જેમાં તાલો ચોતાલ, સુલફાક, ધમાર, તેવરા, ઝંપ્પા વીગેરે આવે છે.

**ખ્યાલ:**—ખ્યાલને અસ્તાઇ પણ કહે છે. આ ચીજમા સ્વરો ઘણાજ ધીમાં અને ઠામાં ગાવામાં આવેછે. ઘણુ કરીને આડોતીલવાડો સુલફાક, આડો ચોતાલ, એકકો, ઝુમરો હોય છે.

**ચતરંગ:**—આ ચીજમાં અર્થવાળા, શબ્દો, સરગમના, તીલ્લાનાના શબ્દો, તબલાના શબ્દો એવા ચાર રંગવાળી મીશ્રણ હોય તેને ચતરંગ કહે છે.

**ઠુંમરી:**—શૃંગાર તથા કરૂણારસ હોય છે, અને મનોવીકાર વધારે જણાય છે, તાલ પંજાબી, ત્રીતાલ, દાદરો હોય છે. મીંડનુકામ વધારે હોય છે.

**તીલાનો અથવા તરાના:**—જે ગાયનમાં ધ્વન્યાત્મક અક્ષરો, ત, ના, દે, રે, તા, દીં, તૌં, તાના, નાના, હોય, અને ખાસ ત્રીતાલમાં હોય છે.

**સરગમ:**—હરકોઇ રાગમાં જે સ્વરોનુ બંધારણ હોય, તે સ્વરોના શુદ્ધ સરગમના નામથીજ અમુક તાલમાં જે ચીજ બાંધવી તેને સરગમ કહેછે. એની બે જાત હોય છે, સુર સરગમ કે જેમાં જે સ્વર બોલે, તેજ સ્વર હોય, અને બોલ સરગમ કે સ્વરનુ નામ હોય તેજ સ્વર ન બોલતાં બીજોજ નાદ થાય તે.

**ટપ્પો:**—ઘણાજ "ઠા" માં એટલે ધીમેથી ગવાય છે. શુંરીમીયાના બનાવેલા ટપ્પા ઘણાજ સારા છે. તાનની ઘણીજ તૈયારી ટપ્પામાં દેખાડવી જોઇએ.

**ગરબો:**—ગુજરાત દેશના બૈરાંઓ જ્ઞાન, નીતિ, શિક્ષણવાળા, બોધના, ભકિતરસથી ભરપુર જે ચીજ ગાયછે, તે ચીજને ગરબો કહેછે.

**ગઝલ :**—હીંદુસ્તાની કે ઉરદુ ભાષામાં હોય છે. તેની બે જાત હોય છે, ઇશ્કે મીજાજી, અને ઇશ્કે હકીકત એટલે દુનીયાઇ પ્યાર, અને ઈશ્વરી પ્રેમમાં, ગઝલ ગવાય છે. શૃંગાર રસ વીગેરે તેમાં હોય છે, તાલ પીસ્તો અથવા દાદરો હોય છે, અને વચમાં વચમાં દીપચંદી, દાદરો, તીતાલ, કવાલી બદલાઇ જાય છે, અને પાછો ગઝલનો ઠેકો પીસ્તો આવે છે. ગઝલના ઠેકાને કોઇ મુગલાઇ ઠેકો પણ કહે છે. ઉરદુ ભાષાની ચીજો ગઝલ સીવાય બીજી તો કાવ્ય પ્રમાણે નીચે મુજબ છે. **મરસીઆ, કસીદા, રૂબાઇ, મુસ્તઝાદ. ખમ્સા અથવા મુખમ્મસાત, મસનવી, મીસરા, રદીફ, કાફીયા, કતાઆ, મુનાજાત, બૈત, શેઅર, વીગેરે.**

**હોરી**:—ફાગણ મહીનામાં હોરી ગાવાનો ચાલ છે. શૃંગાર પ્રધાન્ય હોયછે. તાલ ઘણું કરીને દીપચંદી હોયછે. નાયક નાયકાનો વિયોગ વર્ણન હોયછે. દરેક રાગમાં હોરી હોયછે.

**લાવની**:—જેમાં એક ચોકશ બાબતનુ દાસ્તાન, હકીકતનો સમાવેશ હોયછે, તેને લાવણી કહેછે.

**ભજન**:—જેમાં સગુણ ભકિતના ગાયનો, અથવા નિગુર્ણ ભકિતના ગાયનો હોયછે તેને ભજન કહેછે.

**અષ્ટપદી**:—આ ચીજની ભાષા સંસ્કૃત છે, રસ શૃંગાર તથા કરૂણા, તાલ, તેતાલ, દાદરા, દીપચંદી, તેવરા, ઝપતાલ, રહેછે. કવિ જયદેવની અષ્ટપદી ગાવા જેવી છે.

**પ્રબંધ**:—ભાષાની અને કાવ્યની નિયમાનુસાર વિવિક્ષીત ઉદ્દેશની રચના કરવી તેને પ્રબંધ કહેછે, જેમાં તાલો ઘણી જાતની આવેછે.

**પદ**:—જે ચીજમાં જ્ઞાન, નિતિ, ભકિત, ઉપદેશ, વિગેરે હોયછે તેને પદ કહેછે.

**કહારવા, કેરબો**:—જેમાં નાચ સાથે સ્ત્રી અર્ધ પુરૂષના લેબાસમાં અદા ભાવ નખરાં વાળી ક્રિયા કરવાની સાથે ગાયછે, અને જેમાં બંસી, પતંગ, વીગેરે નાગની પુંગી વિગેરે ચેષ્ટાઓ દેખાડેછે, તે ચીજને કહારવા કહેછે.

**કલગીતુરા**:—આ ગાયન ઘણીજ વિદ્વતા અને શિઘ્ર કવિત્વ શકિતનુ હોવુ જોઇએ. **તુરા**:-બ્રહ્મ સગુણની સ્તુતિ, (તુકનગીર પ્રખ્યાત બનાવનાર થઇ ગયા છે.) **અનઘડ**:-બ્રહ્મનિર્ગુણ. **કલગી**:-શકિત દેવીની સ્તુતિ. (શાહઅલી.) **દુંડો**:—સોહં (રૂખનાથસીંહ.) કલગી તુરામાં રંગત, લંગડી, શેઅર, એનમય, દોહા, બેહેરે તબીઝ, છોટી, લાવણી, ખડી, ચોતાલી, આવી બનાવટની ચીજો ગાવામાં આવેછે.

**ભાવ**:—એટલે અદા, નખરાં, વીગેરેને ભાવ કહે છે, અદાવાચક વાણીને ભાવ કહે છે.

**ભાવનાપ્રકાર ચાર છે**:—**૧. વિભાવ, ૨. અનુભાવ, ૩. સાત્વિકભાવ, ૪. વ્યભિચાર ભાવ. ૧. વિભાવ**:—ભાવનુ કારણરૂપ તે અભાવ. **૨. અનુભાવ**:-ભાવનુ કાર્ય રૂપ તે અનુભાવ. **૩. સાત્વિકભાવ**:-ભાવ અને અનુભાવનો અભાવ તે સાત્વિકભાવ, આ ભાવમાં

શાંત રસ ઉદ્દભવે છે, અને વીભાવ અને અનુભાવમાં, વ્યભીચાર ભાવમાં આઠ રસ ઉદ્દભવે છે. ૪. **વ્યભિચારભાવઃ**—પરીણામમાં ભોગવવાના સુખ દુઃખ તે વ્યભીચાર ભાવ છે.

**રસશાસ્ત્રઃ**—રસઃ-મનોવીકારને રસ કહેછે. રસ નવ છેઃ—

૧ **વીરરસઃ**--(ઉત્સાહ.) ૨. **અદ્દભુતઃ**—(વિસ્મય, અજાએબી.) ૩. **શૃંગારઃ**--(રતિ.) ૪. **હાસ્યઃ**—(હાસ, હસવુ, મશ્કેરી.) ૫. **બિભત્સઃ**-(જીગુપ્સા) ૬. **ભયાનકઃ**--(ભય.) ૭. **રૌદ્રઃ**-(ક્રોધ.) ૮. **કરૂણઃ**-(શોક.) ૯. **શાંતઃ**-(શમ,) ૦ શૂન્યાકાર, નીઃશબ્દવૃતિ.

**રસદોષઃ**—કયા રસ સાથે કયો રસ મૂકવાથી દોષ ઉપજે છે, તેને રષદોષ કહે છે. **શૃંગારઃ**—(કરૂણા, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ.) **કરૂણાઃ**—(હાસ્ય, ભયાનક.) **રૌદ્રઃ**—(હાસ્ય, શૃંગાર, ભયાનક.) **ભયાનકઃ**—(શૃંગાર, વીર, રૌદ્ર, હાસ્ય, શાંત.) **શાંતઃ**—(વીર, શૃંગાર, રૌદ્ર, હાસ્ય, ભયાનક.) **બીભત્સઃ**--(શૃંગાર.)

**જાતિઃ**--શ્રુતિ રસાત્મક હોય છે, અને રસના ભેદ બતાવનાર પ્રકારને જાતિ કહે છે. ગાયન શાસ્ત્રમાં રસની જાતી પાંચ છે. ગાયનમાં આઠ રસ કામ લાગે છે. શાંત રસ નથી, તેથી ગાયનમાં રસની જાતિ પાંચ છે. **દીપ્તાઃ**—(વીર, રૌદ્ર, અદ્દભુત.) **મૃદુઃ**—(શૃંગાર.) **આયતાઃ**--(હાસ્ય.) **કરૂણાઃ**—(કરૂણા, ભયાનક, બીભત્સ.) **મધ્યાઃ**—(શૃંગાર, હાસ્ય) **અનુકુળ રસઃ**—જે રસ એક બીજા રસની પ્રધાન ક્રીયામાં ઉદય પામે છે, તેને જનકનો અનુકુળ રસ કહે છે. **વીરઃ**—(અદ્દભુત.) **બીભત્સઃ**—(ભયાનક.) **શૃંગારઃ**—(હાસ્ય.) **રૌદ્રઃ**---(કરૂણા.)

**પ્રતિકુળરસઃ**—જે રસ એક બીજા રસની ક્રીયા બગાડી નાખે છે, તેને પ્રતિકુળ રસ કહે છે. **વીરઃ**--(ભયાનક.) **હાસ્યઃ**—(કરૂણા.) **શૃંગારઃ**—(બિભત્સ.) **રૌદ્રઃ**--(અદ્દભુત.) એકજ શુધ્ધ રસનુ ગાયન કવચિતજ હોય છે. એક રસમાં ગાવાના પ્રસંગથી બે ત્રણ કે ચાર રસમાં ગાવાના, આલાપવાના, કે વગાડવાના, પ્રસંગમાં વ્યવહારમાં વિશેષ હોય છે. આ દ્રષ્ટીથી જોતાં ૨૦૦થી૨૫૦ રાગના ઉપયોગ મિશ્ર રસમાં કરાય છે.

**આસનઃ**—ગાયન ગાવા સારૂ બેસવાની જગા સમ પ્રમાણમાં જોઇએ, ઉંચી નીચી ન હોવી જોઇએ. દક્ષિણ દીશા સાંમે બેસવું નહીં, કમર ગળુ અને માથુ આ ત્રણે એક હારમાં રાખી, વીરાસન અથવા પદ્દમાસનમાં બેસીને ગાવું.

**ગાનાભ્યાસ કાળઃ**—ગાયનનો અભ્યાસ સવારના ને સાંજના આદીઅંત પ્રહરોમાં કરવો.

**ગાનાભ્યાસ સ્થાનઃ**—દરીઆ, નદી, સરોવર, જળાશય, ઉપવન, પર્વત, મઠ, મંદીર, વિદ્યાલય, ઇત્યાદી નિર્ભય ને નિરૂપદ્રવી સ્થાનમાં અભ્યાસ કરવો.

**ગુરૂ, શિક્ષક, ઉસ્તાદજીઃ**—ગુરૂ જ્ઞાનોવૃધ્ધ, વયોવૃધ્ધ, સમભાવવાળો, વિશ્વકુટંબી, પસંદ કરવો. ઉમરથી કે વીચારથી નાનો, તપોહીન, શુદ્રસ્વભાવવાળો, ઉન્મત્ત, વ્યસનાતુર, અનીતિપર પ્રિતિવાળો, આશ્રમહીણ, એવો શિક્ષક કે ગુરૂ કે ઉસ્તાદ કરવો નહીં.

**શિષ્ય ગુણઃ**—બ્રહ્મચર્ય, સત્યવૃત્ત, નિશ્ચયવૃત્તિ, ગુરૂભક્તિ, શ્રદ્ધા, અનુકરણ, સ્મર્ણ, પૃથકરણ, વીગેરે ગુણો છતાં આરોગ્ય રક્ષક ધર્મ સારો હોય તો વિદ્યા જલદીથી આવડે છે.

**વિદ્યા નાશક અવગુણઃ**—જુગાર રમવો, નાદીષ્ટ સ્વભાવથી હમેશ કથાનક વાંચવું, વાધ્ય વગાડવું, નાટક જોવો, અને સ્ત્રીં સમેત વૈભવ માં ઉંઘમા, દીવસ ગુમાવવા, આ છ અવગુણ વિદ્યાનો નાશ કરેછે.

**ગાયકની જાતિઃ**—ગવૈયા ત્રણ જાતના હોયછે. ૧ **ઉત્તમ** ૨ **મધ્યમ** અને ૩ **અધમ. ઉત્તમઃ**—કોઇ વાદ્ય અથવા વાજીંત્રની મદદવિના ગાઇ શકે તે ઉત્તમ. **મધ્યમઃ**—હરકોઇ વાદ્યની મદદથી ગાઇ શકે તે મધ્યમ. **અધમઃ**—હરકોઈ વાદ્ય અથવા સાજનદારના વગર ગાઈ શકે નહી, તેને અધમ કહે છે.

બીજા ભેદ પણ જેવા કેઃ—૧ ગાયક, ૨ નાયક, ૩ ગાંધ્રપ, ૪ ગવૈયા, ૫ સંગીતાચાર્ય, ૬ સંગીતશાસ્ત્રી, ૭ સંગીતવેત્તા.

**ગાયકના સોળ સુણગારઃ**—૧ ગાયનમાં શબ્દ શુદ્ધ બોલવા. ૨ ગાંતા ગાતાં તાલનો સમ દેખાડતા જવું. ૩ સ્થિર ચિત્તે ગાવું. ૪ અભયપણે ગાવું. ૫ રાગ, રાગણી, ધર્મ, કર્મ પ્રમાણે ગાવી. ૬ ગાતાં, સમ, વિષમ, અતીત, અનાઘાત પણ દેખાડતા રેહેવાં. ૭ અલાપચારીની રીત પણ જાણવી. ૮ દમને તોડવો નહીં. ૯ સાચાં ઘરાનાની ચીજો ગાવી, સારો અર્થ અને સમયને સમજીને ગાવું. ૧૦ શીખેલી વિદ્યા, ભુલવી નહી. ૧૧ જેમ ગાઇ બજાવવું, તેમ વાદ વિવાદ કરી શકવો. ૧૨ સમયસુચકતા એટલે જેવા શ્રોતા તેવું ગાવું. ૧૩ મધુર સ્વરથી ગાવું. ૧૪

પિંગળ તથા રસાલંકાર ભણી સંગીત મતને અનુસરી નવીન કાવ્ય રચી જાણવું. ૧૫ કોઇ પણ પ્રકારનુ દુર્વ્યસન નહી. ૧૬ ગાયન, વાદન વીગેરેની હમેશાં મેહેનત કરીને અભ્યાસ તાજો રાખવો.

**સ્વર ભેદ અથવા સ્વર ભંગ:—**

**સ્વર ભેદ:**—ગળામાં વિકાર ઉત્પન્ન થઇ સ્વભાવજન્ય અવાજમાં જે ફેરફાર થાય છે, તેને સ્વર ભેદ અથવા સ્વર ભંગ કહેછે.

**સ્વર ભંગ કારણો:**—બહુ ઉંચા સ્વરે બોલવાથી, અધ્યનથી, વિષ ભક્ષણથી, નાદોચ્ચારણ સ્થાનમાં જખમ થવાથી અને થંડા પદાર્થના સેવનથી, વાતાદીક દોષ કુપીત થઇ તે શબ્દ વાહીની ધમનીઓમાં જઈ સ્થિત થાય છે, તેથી સ્વર ભંગ થાય છે.

**સ્વર ભંગના પ્રકાર:**—વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાત, ક્ષયજ, અને મેદજ એવા છ ભેદ છે. તેમાં પ્રથમના ત્રણ સાધ્ય અને છેવટના ત્રણ અસાધ્ય ગણાય છે.

**મુખશુદ્ધિ:**—આંબો, ખાખર, બીલી, અઘાડો, ખેર, કદંબ, કરણ, કરંજ, કાટાવાળા બાવળ, વીગેરે તેમજ દુધવાળા (વડ, પીપળ વાગેરે), એમાંથી કોઇ પણ એક કોમલ કાષ્ટથી પ્રભાતમાં દાતણ કરવાથી વાણીની શુદ્ધતા અને મુખની પ્રવિત્રતા. પ્રાપ્ત થાય છે.

**બુદ્ધિ પ્રદીપક ચૂર્ણ:**—લવણ યુકત ત્રીફળા (હરડા, બેડા ને આમળાં)ના ચુર્ણનું રોજ સેવન કરવાથી, જઠરાગ્નિ ને બુદ્ધિ પ્રદીપ્ત થાય છે, અને સ્વરોના અને વર્ણોના ઉચ્ચાર સ્પષ્ટ થાય છે.

**કંઠશુદ્ધિ:**—બ્રાહ્મી, ગોરકમુડી, વેખંડ. શુંઠ, પીપળી, સમભાગ ચુર્ણ તો. ૦૫ મધ સાથે સવારે, ને સાંજે લેવાથી અવાજ ઘંટ જેવો થાય છે. ૨. બ્રાહ્મી, વેખંડ, હરડેદળ, અડુશીનો પાલો, પીપલીનું સમભાગ ચુર્ણ તો. ૦૫ સવારે સાંજે મધ સાથે લેવાથી કીન્નર જેવો અવાજ સાફ થશે. ૩ આમળાનું ચુર્ણ તો. ૦૫ ગરમ દુધ સાથે લેવાથી અવાજ સાફ થાય છે.

**આપથ્ય:**—અવાજ બેઠો હોય ત્યારે આંબા, (ખાટા), જાંબુ, કોઠુ, નાળીએર, કોપરૂ, ચારોળી ખાવાં નહીં. ઉલટીનુ ઓષડ લેવું નહીં. દીવસે ઉંઘવું નહીં, વધારે બોલવું નહીં.

# તાલ વિચાર



**તાલઃ**—૧. કાળની અથવા વખતની ક્રિયાના માપને તાલ કહેછે. ૨. નાદની નિયમિત ગતિ તે લય, અને લયમાં અખંડ વહેતા કાળને ખંડીતરૂપ પ્રાપ્ત થવાથી જે રૂપ તે તાલ કહેવાય છે.

**તાલ સ્વરૂપઃ**—૧. તાલ અનંત અગાધ અને સૂક્ષ્મ છે. ૨. તાલની ગતી મંદ, મધ્ય અને શીઘ્ર છે ૩. જેના ઉપર ઠોકો આવેછે અથવા હાથની ગતીને અથવા હાથની તાળીને તાલ કહેછે. ૪. જેના ઉપર ખાલી હાથ આવેછે તેને કાળ કહેછે.

**તાલ વિસ્તારઃ**—પુષ્કળ પ્રકારની તાલોને તાલ વિસ્તાર કહે છે.

**તાલ પ્રસ્તારઃ**—અનેક પ્રકારની તાલોની રચના કરી હાથથી તાલ ધરતા ઘણી તરેહની તાલ સંભળાય છે, તેને તાલ પ્રસ્તાર કહેછે.

**તાલાંગ :**—૧. દરેક તાલની અંતર્ગત દસ વસ્તુ રહેલી છે, તે વસ્તુને અંગ કહેછે. તાલના દશ અંગ જાણ્યાવિના તાલનુ બરાબર સ્વરૂપ જાણી શકાતુ નથી. ૨. કાળને ખંડીત કરીને બનાવેલા તાલના અખંડ રૂપમાં ખંડીત કરીને એક કરતાં વધારે જે ભાગ પાડવામાં આવે છે, અથવા પડેછે, તેને તાલના અંગ કહેછે. તાલાંગ એટલે તાલના દશ અંગ જેવા કે ૧. કાલ. ૨. માર્ગ. ૩. પિંડ. ૪. અંગ. ૫. ગ્રહ. ૬. જાતિ. ૭. કળા. ૮. લય. ૯. યતિ. ૧૦ પ્રસ્તાર.

**૧ કાળ :**—ગાવામાં બજાવામાં અને નાચવામાં જે ક્રીયાઓ થાય છે, એટલે અમુક શબ્દો ઉપર કેટલુ રોકાવુ પડેછે ઈત્યાદીનુ જે પ્રમાણ બતાવેછે તેને કાળ કહેછે. કાળના ભાગ ત્રણ છે, અને વિભાગ બે છે, મળી પાંચ થાય છે. ૧. વિલંબીત, ૨. મધ્ય, ૩. દ્રુત, ૪. મધ્યવિલંબીત. ૫. મધ્યદ્રુત.

**૨ માર્ગ :**—તાલનો માર્ગ, અને તે માર્ગની લય ઉપરથી માત્રા ગણવી તેને માર્ગ નામનુ તાલનુ બીજુ અંગ કહેછે.

**૩ પીંડ :**—કોઇપણ તાલ કેટલા લઘુ, ગુરૂ, પ્લુતથી બની છે, તેને તાલનો પીંડ, શરીર, આવૃત્ત અથવા કોટડી કહેછે.

૪ અંગઃ--કાલ અને તાલના સ્વરૂપ બતાવનારી સંજ્ઞાને અંગ કહે છે. અંગના બે ભાગ છે. સ્વરાંગ અને તાલાંગ.

૫ ગ્રહુઃ--જે ઠેકાણે તાલ મુકામ કરે છે, તેને અથવા તાલના ટકોરા વગાડવાના નીમેલા સ્થાનને ગૃહ અથવા સ્થાન કહે છે. ગૃહના ચાર પ્રકાર છેઃ--સમગ્રહ, વીષમગ્રહ, અતીતગ્રહ, અને અનાઘાતગ્રહુ.

૬ જાતીઃ--એક તાલમાં જે અનેક ભેદ થાયછે તેને જાતિ કહેછે. તાલ જે જે અંતરે દેખાય, તે ઓળખવા સારૂ તેના વર્ગ પાડેલા, તેને જાતી કહેછે અંગો માત્રાથી સમજાયછે. જાતિના ભેદ પાંચ છે. ૧. તિસ્ત્રજાતિ ૨. ચતુસ, ૩. ખંડ ૪. મિશ્ર અને ૫. સંકીર્ણ.

૭ લયઃ--એક ચિજનો ઠેકો જે ગતીમાં શરૂ કર્યો, તેજ ગતીમાં ચીજની પૂણતા સુંધી તેજ ગતિ તેને લય કહેછે. કાળને નિયમિત પ્રમાણમાં ગતિ આપવી તેને લય કહેછે. **લયના પ્રકાર ત્રણ છે.** ૧ વિલંબ, મધ્ય, અને દ્રુત, ભેદ ૭ છે. ૧ ઠાહ. ૨ અર્ધઠાહ. ૩ આડલય(૧ા). ૪ દ્વિગુણ (દુગન). ૫ ત્રિગુણ અનેચતુર્ગણુ. કુઆડ લયઃ- આડથી પણ આડલયને કુઆડલય કહે છે. વિરાડલયઃ-આડ અને કુઆડલય મળીને વિરાડલય થાયછે. પેચીદાલયઃ- વિરાડ લયથી પણ જે વિશેષ આડીલય તેને પેચીદા લય કહેછે, જેમાં સમ છુપો રહેછે.

૯ યતિ :—એટલે વિશ્રામ. હરકોઇ અમૂક તાલના પીંડમાં જેટલી ખાલી ભરી હોય, તે સર્વ યતિ કેહેવાય છે. દરેક તાલના પિંડમાં સરખી તાલો આવતી નથી. કોઇમાં એક તો કોઇમાં બે, તો કોઇમાં ત્રણ આવે છે, આ પ્રમાણે ચોવીસ સુધી આવે છે. યતિના ભેદ પાંચ છે:—૧. **સમયતિ**, ૨. **વિષમયતિ** ૩. **મૃદંગયતિ**, ૪. **પ્લુતયતિ**, ૫. ગોપૂચ્છયતિ, આને તાલયતિ કહે છે.

**અંગ્રેજી મ્યુઝીકની તાલ** :—૨/૪. ૩/૪, c Common ટાઇમ, ૬/૮, ૯/૮, ૧૨/૮, ૧. લાવણી, ૨. દાદરો, ૩. ત્રીતાલ, ૪. જલ્દ દાદરો, ૫. ચતુસ્ત્ર જાતિ નીસોરૂકત તાલ, અને ૬. એકતાલો. અંગ્રેજીમાં આ સીવાય બીજી તાલો પણ તે કોમન ટાઇમમાં, ૩/૪, ૨/૪, માં મળે છે, આપણામાં પ્રસ્તાર છે, તેમ ઇંગલીશ મ્યુઝીકમાં જાણવામાં નથી.

**ઠેકાની તાલોની ટુંકી સમજ:**—ઠેકો તાલનો ઠોકો અથવા અવાજ.
૧ એક ઠેકાની તાલો પાંચ છે, જેવીકે ૧ એકતાલ ૨ કાહારવા, ૩ મરેઠી ઠેકો, ૪ કંદ, ૫ મુખતાલ. બે ઠેકાની તાલો ચાર છે, જેવી કે ૧ રૂપક, ૨ પીસ્તો, ૩ કવ્વાલી-લાવણી, ૪ દાદરો. ત્રણ ઠેકાની તાલો, (૧૩) છે:--૧ ધીમોતીતાલ. ૨ તીવરા, ૩ તપીઆ, ૪ તેરતીઆ, ૫ તીલવાડા, ૬ જત, ચાચર, દીપચંદી ૭ ટપ્પો, ૮ ઝુમરા, ૯ ધમાલ, ૧૦ જપતાલ, ૧૧ સુલ્ફ, ૧૨ અદ્ધા, ૧૩ પંજાબી ચાર ઠેકાની તાલો બે છે:—૧ ચોતાલ, ૨ આડાચોતાલ. પાંચ ઠેકાની બે તાલો છે. ૧ ખમસા, ૨ કોકલા. છ ઠેકાની એક છે, ૧ ફરોદસ્ત. (છક્કાતાલ.) દશ ઠેકાની એક છે:—૧ બ્રહ્મતાલ. અગીઆર ઠેકાની એક:—૧ રૂદ્રતાલ. અઢાર ઠેકાની એક તાલ છે:—૧ લક્ષ્મીતાલ.

**કોટડી:**—દરેક તાલના પીંડ એટલે આવૃતમાં પ્રથમ શરૂ કરવાના બોલો જે બાંધેલા છે, તેને કોટડી અથવા ઘર કહેછે, અને કોટડી બાંધી તેમાં આવતા બોલ, મોહોરા, પરન લઇ અને કોટડીમાં મળવું જોઇએ.

**તોડા:**—જે એકજ બોલો ફરી ફરી ત્રણ વખત આવે તેને તોડો કહેછે, જેમ કે "તિરકિટધા," "તિરકીટધા." "તિરકીટધા."

**મોહેરો:**—અમુક તાલના એક આવૃત્તના સમયથી ઓછા સમયમાં એટલે અરધા અથવા પા આવૃત્તમાં, મતલબ ટુંકા આરસામાં જે પખાવજના બોલો બાંધેલા હોય તેને મોહોરો કહેછે, જેમકે તિરકટ તક ઈતીયાદી.

**પરન:**—પરનને પડાલ પણ કહેછે. અમુક તાલના એકથી વધારે આવૃત્ત શુધિના પખાવજના બોલો બાંધેલા છે, તેને પરન કહેછે.

**આવૃર્ત્ત, આવરતન:**—સ્વર સાહિત્ય પૂર્ણ અગર તેનો એક ભાગ એક વખત બોલ્યા પછી ફરીથી તેજ ભાગ બોલવો, તેને આવર્ત કે આવરતન અથવા પુનરાવર્ત્ત કહે છે. આવરતનના ત્રણ પ્રકાર છે:- ૧ સમાવૃત્ત, ૨ મધ્યાવૃત્ત, અને અભિષ્ટાવૃત્ત છે.

**ક્રીયા:**—કાળ પ્રમાણ બતાવતાં જે હાથને ચલન આપવું પડે છે, તેને ક્રીયા કહે છે. ક્રીયાના પ્રકાર બે છે, **માર્ગી અને દેશી,** તેમજ **આહત** અને **પ્રત્યાહાત** ક્રીયા છે.

**માત્રા:**--તાલની અંદરના ટકોરાના મધ્ય ભાગમાં રહેલા બારીક વખતને માત્રા કહે છે. સાધારણ માણસની નાડીનો જે ધમકારો તે એક માત્રા સમજવી.

**વાદ્ય વિષે**—વાદ્યના બે ભેદ છે, એક ઇશ્વર નિર્મિત (નૈસર્ગીક), અને બીજો મનુષ્ય નિર્મિત (કૃત્રિમ). મનુષ્યકૃત મહાવાદ્યમાં ચાર મુખ્ય ભેદ છે, જેવા કે તત્, વિતત્, સુષિર, અને ઘન, જેમ કે સારંગી, પખાવજ, વાસળી, અને કરતાલ.

## રાગ રાગનીઓને ગાવાનો ટાઇમ નીચે મુજબ છે.

સવાર. ૬--૯:--ભૈરવ, ખટ, રામકલી, ગુનકલી, ગુરજરી, દેવગંધાર, બીલાવલ, ભૈરવી.

૯-૧૨:—ટોડી, બંગાલી, કોકબ, આસાવરી, ગાંધારી, જોનપુરી, મધુમાધ, સરપરદા.

બપોર. ૧૨-૩:--સારંગ, લંકદહન, મેઘ, મલ્હાર, ધનાશ્રી, મુલતાની.

૩—૬:—ભીમપલાસી, કાફી, સીંધુરા, સીંધ, દેસાક્ષી, બડહંસ, પીલુ, બરવો, જંગલો, દીન, પુરીઆ, પટમંજરી, પટદીપકી.

સાંજ ૬—૭:—પુરબી, માલવી, મારવા, ગોડી, શ્રીરાગ, દીપક, જેતશ્રી, માલશ્રી.

રાત. ૭—૯:—કલ્યાન, યમન, હમીર, ભૂપ, શ્યામ, ઝીંઝોટી, કોશીઆ, જીલ્લા, જૈત, ચૈત, રા-પુરીઆ, કામોદ, છાંયા, નટ, ખમાચ, ટંકીકા, રાયસા, તેલંગ.

૯—૧૨:--કેદારા, છાયાનટ, કેદારનાટ, ખંભાવતી, બીહાગ, બીહાગડા, શંકરા, શંકરાભરન.

મધ્યરાત. ૧૨-૩:--કાનડો, (દરબારી, નાયકી, કૌસી, કાફી, સીહાનો, વાગેશ્રી, સુઘરાઇ, અડાણો, જીલબ, રાયસા, સુહા, બીંદ્રાબન, ગારા, મીયાનો, સીંધુરો), બહાર, માંડ, સોરઠ, દેશ.

પાછલીરાત. ૩-૬:—જેજેવંતી, માલકોષ, સોયની, પરજ કાલીંગડા, પંચમ, બસંત, લલત, હીંડોલ, જોગીઆ, પહાડી, વેરાડી, અને બિભાસ.

# રાગ, રાગણીના, થાટો.

**ગાયન લીપીની સમજઃ**—નીચા સપ્તકની નીશાની સ્વરની નીચે મીંડુ, જેમ, સ઼ા, રે઼, ગ઼. મધ્યમ સપ્તકની નીશાની કંઇપણ નથી, જેમ, સા, રે, ગ. ઉંચા સપ્તકની નીશાની માથે મીંડુ, જેમ, સાં, રેં, ગં, તીવ્ર સ્વરને માથે "તી," કોમલ ને "કો" અને શુધ્ધ સ્વરને કંઇજ નીશાની નહીં. તીવ્ર, અને કોમળ બન્ને એકજ સ્વર હોય તો માથે આંકડો "ર" મૂકવામાં આવ્યો છે.

તી

**શુધ્ધકલ્યાનથાટઃ**—સા, રે, ગ, મ, પ, ધ, ની, સાં,

° તી

સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

બધા સ્વર તીવ્ર છે. વાદી સ્વર "ગ," સંવાદી, "ની," રસ, વીર, અદ્દભૂત અને શાંત.

ર

**યમનકલ્યાનથાટઃ**—સા, રે, ગ, મ, પ, ધ, ની, સાં,

° ર

સા. ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ગ," સંવાદી "ની." મધ્યમ બે છે. રસ, વીર, અદ્દભુત,

તી કો

અને શાંત, મધ્યમ શુધ્ધ અવરોહમાં લેવો, જેમ, પ, મગમ, ગરેસા. આરોહમા"ની" નહી જેવો લેવો.

ર °

**હમીરકલ્યાનથાટઃ**—સા, રે, ગ, મ, ૦, ધ, ની, સા,

° ર

સા, ની, ધ, પ. મ, ગ, રે, સા.

વાદી "ધ," સંવાદી "રે." મધ્યમ બે છે. રસ, વીર અને અદ્દભુત.

તી

જયારે "મ" તીવ્ર આવે, ત્યારે મ, પ, ધ, એમ ગાવુ, અને "મ" કોમળ આવે, તે વખતે આરોહમાં "પ" વર્જ કરવો, અવરોહમાં "ગ" વર્જ, આરોહમાં "રે" રહસ્વ, અને અવરોહમાં "મ" રહસ્વ આવેછે.

ભુપકલ્યાનથાટઃ—સા, રે, ગ, પ, ધ, સાં,
સાં, ધ, પ, ગ, રે, સા.

વાદી સ્વર "ગ," સંવાદી "ધ" મધ્યમ અને નિશાધ વર્જ છે.
રસ, વીર, અદભુત, શાત. સ્વરો બધા મીંડથી લેવા.

કો ૦
જીંઝોટીથાટઃ—સા, રે, ગ, મ, પ, ધ, ની, સા.
કો
સાં, નીં, ધ, પ, મ, ગ, રે, સા.
કો

વાદી "ગ", સંવાદી "ની," સ્વરની પકડ, "ધસા, રેમગ,"
તેમજ, "નીસારેસા, ની ધ પ, ધસા, રેમગ." કોઇ "ધૈ" ને વાદી
૦ ૦ ૦
કહે છે. રસ, શૃંગાર, કરૂણા.

૨ ૦
જીલ્લાથાટઃ—સા, રે, ગ, મ, પ, ધ, ની, સા.
૨
સાં, નીં, ધ, પ, મ, ગ, રે, સાં.

વાદી સ્વર "પ." સંવાદીં "રે," આરોહમાં "ગ," કમ લેવો,
અને અવરોહમાં "ની" કોમલ. રસ, શૃંગાર.

૨ ૨ ૦
ગારાથાટઃ—સા, રે, ગ, મ, પ, ધ, ની, સા,
૨
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદીં સ્વર "ગ," સંવાદી "ની." આ રાગ કંઇક અંશે જીંઝોટીને
મળે છે. રસ. શૃંગાર, કરૂણા.

તી
ખમાચથાટઃ—સા, ૦, ગ, મ, પ, ધ, ની, સાં.
કો.
સાં, નીં, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી સ્વર "ગ," સંવાદી "ની" આરોહમાં "રે" વર્જ. આરોહમાં
"ની" તીવ્ર અને અવરોહમાં "ની" કોમલ છે. કેટલાક આરોહમાં
"પ"ને બહુજ ઓછો લે છે. પારીજાતમાં "પ" વર્જ, અને
અવરોહમાં "રે" વર્જ છે, રાગની પકડ. "ગમધનીસાં, નીસાં,
નીનીસાંરે, સાંનીધ." રસ, શૃંગાર.

તિલંગથાટઃ—સા, ૦, ગ, મ, પ, ૦, ની, સાં,
સાં, નાં, ૦, પ, મ, ગ, ૦, સા.

કો
વાદી, "ગ," સંવાદી "ની" આરોહ, અવરોહમાં "રે,ધ" વર્જ.
ઝીંઝોટી, ખમાચ અને તિલંગ પાસેપાસેના રાગો છે. ખમાચની
કો
પકડ:—" મધ, નીસાં, નીસાં." અવરોહ "સાની, મમગ,"
અને તિલંગની પકડ:—"ગમપ," નીનીસાં, નીસા" અવરોહ,
સાંનીપ, ગમગ. રસ, શૃંગાર.

ર
**કેદારાથાટ:**—સા, રે, ૦, મ, પ, ધ, ૦, સાં,
ર
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી, "મ," સંવાદી. "સા." "ર" અને "ગ," આ સ્વરોને આરોહમાં છોડી દેવા. "ગ" હમેશા મધ્યમ સાથે થોડા પ્રમાણમાં લેવો. મધ્યમ બે છે. તીવ્ર મધ્યમ ફક્ત આરોહમાં પંચમની સાથે આવે છે. રસ, અદ્દભૂત, શાંત અને વીર.

ર ૦
**કામોદથાટ:**—સાં, રે, ગ, મ, પ, ધ, ૦, સા,
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી, "પ," સંવાદી, "સા" અથવા "રે." ગંધાર અને નીશાદ ઘણુાજ કમ લાગે છે. મધ્યમ બે છે. અવરોહમાં ગ રે સા ને બદલે ગ મ રે સા એક પકડ છે. બીજી પકડ "ગ મ પ, ગ મ રે સા, રે." "રે" અને "ધૈ" વારંવાર લેવાય છે. કામોદમાં ગૌડ અને હમીરનુ મિશ્ર છે. નીશાદની પણ જરૂર નથી. કામોદમાં મધ્યમ તીવ્ર પંચમની સંગતી કરીને આવે છે. રસ, શૃંગાર, (વિપ્રલંભ).

ર ૦
**તિલકકામોદથાટ:**—સા, રે, ૦, મ, પ, ૦, ની, સા,
સાં, ની, ધ, પ, મ, ગ, ૦, સા.

વાદી "સા," સંવાદી "પ," આરોહમાં ગંધાર, ધૈવત વર્જ. અવરોહમાં "રે" વર્જ, "ની," બેછે. સોરઠ, દેશનો ભાસ વધારે. રસ, શૃંગાર, કરૂણા. (વિયોગ.)

તી
**શંકરાભરન થાટ:**—સાં, રે, ગ, મ, પ, ધ, ની, સા,
તી
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "મ," સંવાદી "સા." સર્વ સ્વર શુદ્ધ છે. રસ, વીર, અદભૂત. આ રાગમાં જે ગાંધાર તે પ્રાચીન કાળનો "અંતર ગાંધાર" અને નીશાદ તે "કાકલી" નીશાદ છે.

૨ ૦
છાંયાનટથાટ:—સા, રે, ગ, મ, પ, ધ, ની, સા,
૨
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "પ," સંવાદી "રે." અવરોહમાં "ગ" વર્જ કરવાથી આરોહમાં "ની" કમી લેવાથી સ્વરૂપ સારૂ દેખાય છે. મધ્યમ બે છે. પકડ, "પ પ રે રે" છાંયામાં આરોહમાં "ની" અવરોહમાં "ગ" વધારે લેવાથ નટ રાગથી છાંયા જુદો થાય છે. રસ, શૃંગાર, અદભૂત.

૨ ૦
જંગલાથા —સા, રે, ગ, મ, પ, ધ, ની, સા,
૨
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ધૈ," સંવાદી "ગ." મધ્યમ બે છે. કોઇ ગાંધાર કોમલ કરવા કહે છે રસ, હાસ્યરસ.

૨
બિહાગથાટ:—સા, ૦, ગ, મ, પ, ૦, ની, સાં,
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ગ" સંવાદી "ની." આરોહમાં રીખબ, ધૈવત વર્જ છે. અવરોહમાં રીખબ સેજ લેવાનો છે. મધ્યમ બે છે પકડ, "ગમપ, મગ, રેસા." રસ, શૃંગાર. બિહાગડામાં મારવા કેદારાનો ભાસ થાય છે. અવરોહમાં નીશાદ કોમલ છે. પકડ, "સા, ગ, ગમ," "વાદી "મ" આરોહમાં "રે" લેવાય છે. નીશાદ બે છે. શંકરામાં માલશ્રીને બિહાગનો ભાસ થાયછે. મધ્યમ સુર વર્જ છે. પકડ, "સાંની, ધપ, નીધસાંની, પ" અવરોહમાં "મ" કોમલ છે. વાદી "સાં," સંવાદી. "પ."

કો ૨ કો
કાનડાથાટ:—સા, રે, ગ, મ, પ, ધ, ની, સાં,
કો ૨ કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ગ", સંવાદી "ની," આરોહમાં "ગ" કમ. ગંધાર ઉપર કંપ. કોમલ ધૈવતથી ધૈવત શુધી જઇ કોમલ નાશાદની મીંડની

કો
સાથે સામીલ થવું. રસ વીર, અદભુત. પકડ, "સા રેપ ગ
કો કો
રેસા, નીસારેનીધ, નીપમપ નીપસા." અવરોહમાં "ધૈ" કમ
લેવો. કાનડાના અનેક ભેદ છે, અને તે સારંગ, મેઘ તથા
કાફીના ઓછા વધતા મિશ્રણુથી પડેલા છે. જેવા કે, દરબારી,
અવડાનો, વાગેશ્રી, સીયાનો, નાયકી, કોસી, સુહા સુઘરાઇ, વીગેરે.

કો કો
**બહારથાટઃ**—સા, ૦, ગ, મ, ૦, ધ, ની, સાં,
કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.
કો
વાદી, "ની" સંવાદી "મ." નીશાદ બે છે, અવરોહમાં મધ્યમ
ધૈવત વધારે લાગે છે. શડજ મધ્યમનો લાગથી સ્વરૂપ શાફ છે.
અવરોહમાં ધૈવત કમી લેવો. આરોહમાં રેખબ, પંચમ વર્જ છે.
રસ, શૃંગાર, હાસ્ય.

**માંડથાટઃ**—સા, ૦, ગ, મ, પ, ધ, ની, સાં,
કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.
વાદી "સા," સંવાદી "મ." નીશાદ ઉપર કંપ કરવો. મધ્યમને ઘણો
લેવો. કોઇક વખતે નીશાદ કોમલ લેવો. આરોહમાં રેખબ વર્જ
છે. પકડ, "સાંધ, નીપ, ધમ, પગ, મરે, ગસા. આરોહ" "સા ગ,
રે, મ, ગપ, મધ, પનીધસાં." આ પ્રમાણે ગાવાથી માંડ શાફ-
દેખાય છે. આરોહ અને અવરોહમાં વક્રત્વ પામે છે. રસ, કરૂણા.

તી
**સોરઠથાટઃ**—સા, રે, ૦, મ, પ, ૦, ની, સાં,
૦ કો
સા, ની, ધ, પ, મ, ગ, રે, સા.
વાદી "રે," સંવાદી "ધ." આરોહમાં ગાંધાર અને ધૈવત વર્જ.
અને "ની" તીવ્ર છે. નીશાદ બે છે. અવરોહમાં "ની" કોમલ
છે, અને ગાંધાર નહીં જેવો લેવો પકડ. "સા, રેરે, મ, પ, ની,
સાં-નીધ, પમરેસા." મધ્યમથી રેખબ સુધી લાગ, અને સારંગનું
પ્રધાનપણું એ એનું સ્વરૂપ, રસ, વીર, અદભૂત, ભયાનક.

તી
**દેશથાટઃ**—સાં, રે, ૦, મ, પ, ૦, ની, સાં,
સા, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "રે" સંવાદી "ધ" કોઇ વાદી પંચમ કહે છે. આરોહ અવરોહમા ગાંધારનો પ્રયોગ કરવો, જેથી સોરઠથી દેશ જુદો થઈ જશે. સોરઠ અને દેશનો આરોહ મલતો આવશે, પણ અવરોહનો

તી

લટક કંઇ જુદીજ છે, પકડ, સોરઠની "સા, રેરે, મપ, ની, સાં;

કો

ની, ધ, પ, મ, રે, સા." પકડહવે દેશની, "સા, રેરે, મપ, નીધ,

કો

પ, ની, સાં, સાંનીધગ, મગરે, ગસા." રસ, શૃંગાર, (વિયોગ)

૨ ૨

**જેજેવંતી થાટઃ**—સા, રે, ગ, મ, પ. ધ, ની, સાં,

૨ ૨

સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "રે", સંવાદી "ધૈ" ગૌડ, બીલાવલ, સોરઠનું મિશ્ર. ગાંધાર અને નીશાદ બે છે, આરોહમાં "ગ" "ની" તીવ્ર લેવા, અવરોહમાં કોમલ. પકડ, રેરે, રેગરેસા, નિધપ; પપરે". રસ, કરૂણા, શૃંગાર (સંભોગ).

કો કો કો કો

**માલકોષ થાટ**:—સા ૦ ગ, મ, ૦, ધ ની, સા,

કો કો કો કો

સાં, ની, ધ, ૦, મ, ગ, ૦, સા,

કો

વાદી "મ" સંવાદી "ની" રેખબ અને પંચમ વર્જ. રસ, શૃંગાર.

કો

**સોયનીથાટઃ**—સા, રે, ગ. મ, ૦, ધ, ની, સાં,

• કો

સા, ની, ધ, ૦, મ, ગ, રે, સા.

વાદી "ગ" સંવાદી "ધૈ." પંચમ વર્જ. પકડ, "ધ મ ગ," "સા" ઉપર વધારે શોભવું. રસ, શૃંગાર, કરૂણા.

કો કો

**કાલીંગડા થાટ**:—સા, રે, ગ, મ, પ, ધ, ની, સાં,

૦ કો કો

સા, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "મ" સંવાદી "ની" ગાંધાર, મધ્યમ વધારે વપરાય છે. રેખબ થોડી લેવી. રસ, શૃંગાર, હાસ્ય.

કો ર કો
પરજથાટઃ—સા, રે, ગ, મ, ૦, ધ, ની, સાં,
૦ કો કો
સા, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "સા" સંવાદી "મ" આરોહમાં "પ" વર્જ. રેખબ ઓછો. "રે ધ" કોમળ. મધ્યમ બે છે. રસ, શૃંગાર, કરૂણા, પરજની જાત ત્રણ, શુધ્ધપરજ, કાલીંગડાપરજ, જોગીઆપરજ છે. બસંત અને પુરબી મીશ્ર.

તી તી તી તી ૦
હિંડોલથાટઃ—સા, ૦, ગ, મ, ૦ ધ, ની, સા,
તી તી તી તી
સાં, ની, ધ, ૦, મ, ગ, ૦ સા.

વાદી "ધૈ" સંવાદી "ગ" રેખબ, પંચમ વર્જ. "મ" તીવ્ર છે. આરોહમાં "ની" કમ લેવો. રેખબ પંચમ, જો લેવાય તો માર્ગ હીંડોલ કેહે છે. રસ, શૃંગાર.

કો ર
લલત થાટ:—સા, રે, ગ, મ, ૦, ધ, ની, સાં,
ર
સાં ની, ધ, ૦, મ, ગ, રે, સા.

વાદી "મ" સંવાદી "ની" પંચમ વર્જ. મધ્યમ બે છે. રસ, કરૂણા,
કો
શૃંગાર. પકડ, આરોહ, "ની, રે, ગ, મ," કરી પછી અવરોહ કરવો. આરોહમાં "રે" કમ છે. મધ્યમથી ધૈવત સુધીનો લાગ કરવો.

કો કો
બસંત થાટ:—સા, રે, ગ, મ, ૦, ધ, ની, સાં,
કો કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "સા" સંવાદી "મ" આરોહમાં "પ" વર્જ, આરોહમાં "મધ" અવરોહમાં "મગ" નો મેળાપ ઠીક લાગે છે. મધ્યમ બે છે. નીશાદ કમ લેવો.

બિભાસ થાટ:—સા, રે, ગ, ૦, પ, ધ, ૦, સાં,
સાં, ૦, ધ, પ, ૦, ગ, રે સા,

વાદી "ધૈ", સંવાદી "રે." મધ્યમ નીશાદ વર્જ. "રે, ધ," કોમળ કહે છે, પણ હાલતો તીવ્ર વપરાય છે. પકડ ગપધસાં. રસ, ભક્તિ, શાંત.

કો
પહાડીથાટ :—સા, રે, ગ, મ, પ, ધ, ની, સાં
૦ કો
સા, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "સા," "સંવાદી," "રે." મધ્યમ, નીશાદ ઘણાજ કમ લાગે છે. અવરોહમાં મ, ની, જોરથી લેવા. મંદ્ર ધૈવત સ્વર ઉપર ભાર મૂકવાથી વજન સારૂ લાગે છે. રીખબ થોડો લેવો. રસ, વીર, અદ્દભૂત.

કો કો
ભૈરવથાટ :—સા, રે, ગ, મ, પ, ધ, ની, સાં,
કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ધ," સંવાદી, "રે." આરોહમાં "રે ની" કમ લેવા. સવારના રાગોમાં ગાંધાર, નીશાદ બહુ વપરાતા નથી. અવરોહમાં "રે" ઉપર થોભવું. રસ, શાંત, ભયાનક, રૌદ્ર.

કો કો ૦
રામકલીથાટ :—સા, રે, ગ, મ, પ, ધ, ૦, સા,
૦ કો કો
સા, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી. "પ," સંવાદી, "રે" પારીજાતમાં મધ્યમ નીસાદ આરોહમાં વર્જ કરવો કહે છે, નહીંતો ભૈરવથી જુદો નહી થાય. દેવગાંધાર સાથે સંબંધ છે. રસ, શાંત કરૂણા.

કો કો કો કો ૦
ભૈરવીથાટ :—સા રે ગ, મ, પ, ધ, ની, સા.
કો કો કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ધૈ," સંવાદી, "ગ." સિંધ ભૈરવીમાં "રે" તીવ્ર છે. વાદી સ્વર "મ" સંવાદી "ની" છે. ભૈરવીમાં કોઈવાર મધ્યમ તીવ્ર લે છે. રસ, કરૂણા, શૃંગાર.

કો કો તી કો કો ૦
ટોડીથાટ:— સા, રે, ગ, મ, પ, ધ, ની, સા,
કો કો તી કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ગ" સંવાદી "ધૈ," સવારના રાગોમાં "મ" ઘણો ખરો શુધ્ધ હોય, પણ ટોડીમાં તીવ્ર છે. કેટલાક "ધૈ" ને અંશ સ્વર

કહે છે, તો "ગ," સંવાદી માને છે. રસ, શૃંગાર. ટોડીના ભેદો ઘણા છે. લાચારી ટોડીમાં મધ્યમ શુધ્ધ છે. આરોહમાં ગાંધાર કમ જેવો છે.

રે કો કો કો ૦

**આસાવરીથાટ :—** સા, રે, ગ, મ, પ, ધ, ની, સા,

૦ કો કો કો રે

સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી. "ધૈ," સંવાદી, "ગ." આરોહમાં ગાંધાર અને નીશાદ કમ લેવા, વર્જ જેવા. આશાવરી એક ભૈરવી થાટમાંથી આવે છે, તેમાં "રે" તીવ્ર આવે છે, અને જે આસાવરી થાટમાંથી આવે છે,

કો કો

તેમાં " રે " કોમળ આવે છે. " પકડ " રે મ પ ની ધ પ" આ એનુ સ્વરૂપ. રસ, શાંત, કરૂણા શૃંગાર.

તી કો કો રે ૦

**જોનપુરીથાટ :—** સા, રે, ગ, મ, પ, ધ, નાં, સા,

૦ રે કો કો તી

સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

**આશાજોગીથાટ:—**આરોહમાં "ગ," "ની," વર્જ. અવરોહ સંપૂર્ણ છે. વાદી, "પ," સંવાદી " રે ".

૦

**બીલાવલથાટ :—** સા, રે, ગ, ૦, પ, ધ, ૦, સા,

સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી, "સા," સંવાદી "ધ." આરોહમાં મધ્યમ વર્જ, અને નીશાદ અલ્પ અથવા વક્ર કરવો. પકડ, "સા, રેસા, ગરે, ગપ, ધની ધ, નીસા સાંનીધપ. ધમગ, મરે, સા." બધા બીલાવલની પકડ. "ધપ, ધાનીધ, નીસા ધમ" આ પણ જરૂરની પકડ છે. નીશાદ કોમલ પણ અવરોહમાં લેવાય છે. ગાંધાર અવરોહમાં કમ લેવાય છે. બીલાવલના પ્રકાર ઘણા છે. અલૈયા બીલાવલ હાલતો પ્રચારમાં ઘણો છે. બાકી શુકલ, દેવગીરી, નટ, યમની, વગેરે ઘણા છે. રસ, શૃંગાર, હાસ્ય.

રે ૦

**સારંગથાટઃ—** સા, રે, ૦, મ, પ, ૦, નીં, સા,

સાં, નીં, ૦, પ, મ, ૦, રે, સા.

વાદી, "પ," સંવાદી " રે." આરોહ, નીશાદ તીવ્ર, અવરોહ નીશાદ કોમલ. સારંગના અનેક ભેદ છે. જુદા જુદા વાદી સ્વર માનવાથી થયા છે. રસ, વીર, અદભુત.

ગૌડસારંગથાટઃ—વાદી "ગ," સંવાદી, "ની." મધ્યમ બે છે. રસ, વીર, પકડ, નીસગરી, મગપધમ, પમગગમ, રેમગપરે, સા, સા, સા. સંપુર્ણ છે. સારંગનો ભાસ કોઇ પણ જગાએ દેખાતો નથી.

૨ ૦
મલ્હારથાટ :— સા, રે, ગ, મ, પ, ધ, ની, સા,
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "મ," સંવાદી, "રે." આરોહમાં "ગ," અવરોહમાં "ની" કમ લેવાય છે. કોઇ વાર મધ્યમ તીવ્ર, કોઈ વાર નીશાદ લગાડી સંપુર્ણ કરીને ગાય છે. સારંગ, સોરઠ, બીલાવલની છાંયા લાગે છે. રસ, વીર, ભયાનક. મલ્હારના પ્રકાર, ગૌંડ, નટ, કેદાર, સારંગ, સૂર, વગેરે છે.

કો કો
ધનાશ્રીથાટ:— સા, ૦, ગ, મ, પ, ૦, ની, સાં,
કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી. "ગ," સંવાદી, "ધ." આરોહમાં રીખબ અને ધૈવત વર્જ. કેટલાક ધૈવત કોમલ અને નીશાદ શુદ્ધ પાપરેછે, પણ ઠીક નહીં.

કો કો કો કો
પકડ. ની, સા, ગ, મ, પ, અને ધપ ગરી નીસા. રસ. કરૂણા.

તી
મુલતાનીથાટ :— સા, ૦, ગ, મ, પ, ૦, ની, સાં,
કો તી કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી, "પ," સંવાદી, "સાં." આરોહમાં રેખબ, ધૈવત વર્જ. "રે," "ગ," "ધ," કોમલ, મધ્યમ તીવ્ર. મધ્યમ તીવ્રથી અને પંચમ અંશથી આ રાગ ધનાશ્રીથી જુદો પડેછે. રસ. શૃંગાર, કરૂણા.

કો કો ૦
ભીમપલાસીથાટઃ— સા, ૦, ગ, મ, પ, ૦, ની, સા,
કો કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

કો
વાદી "મ," સંવાદી, "ની." આરોહમાં રેખબ, ધૈવત વર્જ. ગ,
કો
ધ, ની, કોમલ. પકડ નીમ લાગ સારો લાગે છે. રસ, શૃંગાર કરૂણા.

કો કો ૦
કાફીથાટ :— સા, રે, ગ, મ, પ, ધ, ની, સા,
કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી, "પ." અથવા "ગ" સંવાદી "રે" અથવા "ની." સીંધુરા ગાંધાર અને નીશાદ બે છે. વાદી, "મ."

કો કો ૦
પીલુથાટઃ—સા, રે, ગ, મ, પ, ધ, ની. સા.
કો કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.
કો
વાદી "ગ," સંવાદી "ધ." આરોહમાં કોઈવાર ગાંધાર, ધૈવત, શુદ્દ આવે છે. રેખબ કોમલ અવરોહમાં લેવાય છે. નીશાદ કોમળ પણ કોઈવાર આવી શકે છે. રસ, શૃંગાર, કરૂણા. મધ્યમ અને ગાંધાર પણ બે આવી જાય છે.

કો તી ૦
પુરીઆથાટઃ—સા, રે ગ, મ, પ, ધ, ની, સા,
કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ગ" સંવાદી "ની" ગાંધાર નીશાદ શુધ્ધ છે. પુરીઆ બે છે, દીવસની અને રાતની, દીવસનીમાં પંચમ આવે છે, અને રાતની પુરીઆમાં પંચમ વર્જ છે.

કો તી કો ૦
પુરબીથાટઃ—સા, રે, ગ, મ, પ, ધ, ની, સા.
કો તી કો
સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા.

વાદી "ગ," સંવાદી "પ," મધ્યમ, નીશાદ કોમળ પણ છે. આરોહમાં પંચમ લેવો, અવરોહમાં કમ. રસ, શૃંગાર.

તી ૦
માલશ્રીથાટઃ—સા, ૦, ગ, મ, પ, ૦, ની, સા,
તી
સાં, ની, ૦, પ, મ, ગ, ૦, સા.

વાદી "ગ," સંવાદી "ની," માલશ્રીમાં ફકત ત્રણ સુર કહે છે, સા ગ, પ, પણ બીજા વધારે સ્વરો લાગેછે. ધૈવત, નીશાદ, કમ લગાડવો. રસ, શાંત.

કો    તી    ૦

**શ્રીથાટઃ—સા, રે, ૦, મ, પ, ૦, ની, સા,**

તી

**સાં, ની, ધ, પ, મ, ગ, રે, સા,**

વાદી. "રે" સંવાદી "ધૈ." આરોહમાં ગાંધાર, ધૈવત વર્જ. અવરોહમાં ગાંધાર તીવ્ર છે, પણ ગાંધાર અને પંચમ કમ લેવો. રસ વીર.

કો.    તી.    ૦

**મારવાથાટઃ—સા, રે, ગ, મ, ધ, ની, સા,**

તી    કો

**સાં, નીં, ધ, ૦, મ, ગ, રે, સા.**

વાદી. "ધૈ" સંવાદી. "રે" પંચમ વર્જ. આરોહમાં નીશાદ કમ, અને અવરોહમાં નીશાદ વધારે લઇ રેખબ ઉપર આવવાથી ખુબી લાગે છે. રસ વીર.

ગૌડીઃ—રાગમાં રીખબ ધૈવત કોમલ, મધ્યમ તીવ્ર, પંચમ ઉપર થોભી ધૈવતથી રેખબનો લાગ કરવો. ગોડીમાં મધ્યમ તીવ્ર છે, અને ગૌરીમાં મધ્યમ કોમલ, પંચમ વર્જ છે.

---

## ચાલુ તાલોના ઠેકા, માત્રા, અને ટુંક સમજ.

**ધ્રુપદ (ચૌતાલ):—તાલ ચાર છે, માત્રા બાર, સમ તીજી ઉપર.**

ધા ધા દિં તા ધા ધા દિં તા કિ ટ ત કા ગદિ ગન.
૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ॥ ॥ ॥ ॥ ॥॥ ॥॥.

**ધમાલ :—તાલ ત્રણ, માત્રા ૧૪, સમ પેહેલી ઉપર.**

ક ધિટ ધિટ ધા ક તીટ તીટ તા.
૧ ૧ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૧ ૧ ૧ ૨.

**ત્રિતાલ:—તાલ ત્રણ, માત્રા આઠ, સમ બીજી ઉપર.**

ના ધીંન ધીંના ના ધીંન, ધીંના, ના ધીંન, ધીંના,
૧ ॥ ॥ ૧ ॥ ॥ ૧ ॥ ॥

તાં તીંન તીંના.
૧ ॥ ॥

જપતાલ (ઝંપા):—તાલ ત્રણ, માત્રા દશ, સમ બીજી ઉપર.

ધા હિ ધા કિટ કિટ તાં હિ ધા કિટ કિટ.
૧ ૧ ૧ ॥॥ ॥॥ ૧ ૧ ૧ ॥॥ ॥॥

સુલફાક:—તાલ ત્રણ, માત્રા દશ. સમ પેહેલી તાલ.

ધા કિટ ધા ધા કીટ.
૨ ૧.૧ ૨ ૨ ૧ ૧.

આડાચોતાલા:—તાલ ચાર, માત્રા ૧૪. સમ ત્રીજી તાલ.

ધિ ધા ગે ધિ ધિ ધા ગે.
૨ ૨ ૨ ૨ ૨ ૨ ૨.

તિવરા (ત્રિપુટ):—તાલ ત્રણ, માત્રા ૧૪. સમ ત્રીજી તાલ.

કં ધિ ટ ધિં ટ ધા કં તિ ટ તિ ટ તા.
૧ ૧ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૧ ૧ ૧ ૨.

બ્રહ્મતાલ:—તાલ દશ, માત્રા ૨૮. સમ પેહેલી તાલ.

ધા ધિનનક ધિનનક ધિ ધિ ધિનનક ધિ ધિનના ધિનના તક.
૨ ૧૧૧૧ ૧૧૧૧ ૨ ૨ ૧૧૧૧ ૨ ૧૧૧ ૧૧૧ ૧૧.

ઝુમરો:—તાલ ત્રણ, માત્રા ૧૪. સમ બીજી તાલ.

ધિં ધાગે ત્રિક ધિં ધિં ધાગે ત્રિક.
૧ ॥॥ ॥॥ ૧ ૧ ॥॥ ॥॥

તિં તાગે ત્રિક ધિં ધિં ધાગે ત્રિક.
૧ ॥॥ ॥॥ ૧ ૧ ॥॥ ॥॥

એકતાલા:—તાલ એક, માત્રા૧૨. સમ પેહેલી તાલ.

ધિં ધિં ધા ત્રક તુ ન્ના કિટ્ટ ધાત્રક ધિ ન્ના.
૧ ૧ ૧ ॥॥ ૧ ૧ ૧૧ ૧॥॥ ૧ ૧.

પંજાબીતાલ:—તાલ ત્રણ, માત્રા ૧૬. સમ બીજી તાલ.

ધા ધીં ક ધીં ધા ધીંકધી તાં તીંકતીં ધા ધીંકધીં.
૧॥ ૧ ॥ ૧ ૧॥ ૧॥૧ ૧॥ ૧॥૧ ૧॥ ૧॥૧.

અદ્ધા (ત્રિવટ):—તાલ ત્રણ, માત્રા આઠ, સમ બીજી તાલ.

ધા ધિંધા ધા ધિંધા તાં તિ તા ધા ધિં ધા.
॥ ૧॥ ॥ ૧ ॥ ॥ ૧ ॥ ॥ ૧ ॥

**તિલવાડા (આડા તિલવાડા):—તાલ ત્રણ માત્રા ૧૬, સમ બીજી તાલે.**

ધા ધિના તા ધિં ધિં ધાત્રિક ધા ધિના તા તિંતિં તાત્રિક.
૧ ॥ ॥ ૧ ૧ ૧ ૧ ॥॥ ૧॥ ॥ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ॥ ॥

**દીપચંદી (જત, ચરચરી):—તાલ ત્રણ, માત્રા ૧૪ સમ બીજી તાલે.**

ધા ગે ધિં ધા તિં ધાગે તિં તા તિં.
૧ ૧ ૨ ૧ ૨ ૧ ૧ ૨ ૧ ૨

**ટપ્પો:—તાલ એક માત્રા ૧૬. સમ બીજી તાલે.**

ધીં કધિન્ના ધીંક ધિન્ના તીં ક તિન્નાં ધીંક ધિન્ના.
૧॥ ॥ ૧ ૧ ૧॥ ૧ ૧ ૧ ॥ ૧ ૧ ૧॥ ॥ ૧ ૧.

**દાદરા:—તાલ બે, માત્રા ૬. સમ પેહેલી તાલે.**

ધા ધિ ન્ના, ધા તિ ન્ના.
૧ ૧ ૧ ૧ ૧ ૧.

**પીસ્તો (ગઝલ):—તાલ બે, માત્રા ૭, સમ ખાલી ઉપર.**

તક ધીં ધા ધા તીં.
॥॥ ૨ ૧ ૧ ૨.

**કવ્વાલી (લાવની-ધુમાળી):—તાલ ત્રણ, માત્રા ૮, સમ પેહેલી.**

તંકધીં ધાધીં ધી ધિ ધાતિં.
॥॥ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧.

**ફરોદસ્ત:—તાલ પાંચ માત્રા ૧૩. સમ પેહેલી તાલે.**

ધિંના ધિંના કતા ત્રક ધિંન્ધાગે ધિન્ધાગે તિન્તિન્તા ત્રક.
૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ॥ ॥ ૧ ૧ ૧ ૧ ૧

**છક્કા:—તાલ છ. માત્રા ૧૨. સમ તાલ પેહેલી.**

ધા ધિન કિટધા કિટ ધિન કિટ ધા કિટ ધિન કિટ.
૨ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૧.

### નાદાનુસંધાન મહિમા.

इंद्रियाणां मनोनाथो मनोनाथस्तु मारूतः ।
मारूतस्य लयो नाथः सलयो नादमाश्रितः ॥
जपात्कोटि गुणं ध्यानं ध्यानात् कोटि गुणं लयः
लयः कोटी गुणं गानं गानात् परतरं न हि ॥

॥ ॐ तत्सत्परमात्मनेनमः ॥



# દામોદર માસ્તર ગાયન સંગ્રહ.



## મંગળાચરણ.

१

चैतन्यं सर्वभूतानां विवृतं जगदात्मना ।
नादब्रह्म तदानन्दम द्वितीयमुपास्महे ॥

પ્રાણીમાત્રના ચૈતન્યરૂપ અને જગતભાવે વિવર્ત થયેલું અદ્વિતીય આનંદરૂપ જે નાદબ્રહ્મ તેને હું ઉપાસુછું.

२

" सत्यं ज्ञान मनंत ब्रह्म " વિલસે, જે સ્વસ્વરૂપે સદા,
" अखिलोपाधि मूक्त " નિત્યપદમાં, નિરતીશયાનંદ આ;
" अनूआद्यंत " અખંડ એક રસમય " अस्तित्व " નિગુર્ણને,
" ऐतद आत्म्यमिदं " નિરંતર નમન, અદ્વૈત ૐકારને.

# શુદ્ધ કલ્યાણ રાગણી.

## ૧ શ્રી ગણેશસ્તુતિ.

### રાગ કલ્યાન, ધ્રૂપદ. તાલ ચોતાલ.

ગજાનન, બીઘ્નહરન, સુખ કરન, હમકો દીજે
બિદ્યા અચળ સુખ. . ગજાનન.
ઉજલ દંત, ગજબદન,[1] બીલપત્ર, પુષ્પચંદન,
કેસર ચઢે, અત્તર અતિ સુગંધ. ગજા.
બુદ્ધિ પ્રકાશ કરો હમરી નમાવે શીશ ચરન તોરે,
સદા ગુણ ગાયે, કાટ પાપ હમરે ફંદ.[2]
પ્રાનજીવન પ્રભુકી સેવા કરત હમ, દુર કરો
સબ દુઃખ દંડ. ગજા.

## ૨ શ્રી શિવસ્તુતિ.

### રાગ, કલ્યાન, પદ. તાલ ત્રીતાલ.

શ્રી મ્હાદેવ સદાશિવશંકર, ભજ મન વારંવારં,
ઉમિયાકાંત સદાશિવશંકર, ભજ મન વારંવારં. શ્રી.
સુરપતિ દેવ વિરંચી વિષ્ણુ, રૂષિ ગણ[3] મુનિવરવંદં,
સિદ્ધ સુરાસર સેવિત શંકર, ભજ મન વારંવારં. શ્રી.
અસુર નિકંદન[4] ભવદુઃખ ભંજન, સેવક જન પ્રતિપાલં,
આવાગમન[5] નિવારણ શંકર, ભજ મન વારંવારં. શ્રી.
હર હર હર હર દુષ્ટ નિવારણ, શિવપદ પરમ નિધાનં,[6]
શિવ શિવ શિવ શિવ શંકર શંકર, ભજ મન વારંવારં. શ્રી.

## ૩ શ્રી કૃષ્ણ સ્તુતિ.

### રાગ, કલ્યાન, ધ્રૂપદ. તાલ ચોતાલ.

મોહન માધવ મુકુન્દ મરદન, મુરારી,
મધુસુદન મદન, મનોહર. મોહન.

---

૧ હાથીના જેવુ શરીર. ૨ લુચ્ચાઇ. ૩ મંડળ. ૪ નાશ કરનાર. ૫ જનમ મરણ. ૬ ભંડાર.

કમલ નયન કરૂણાકર, કેશવ, કમલાપતિ,[૧]
કીરતાર, કદમપર, કૃષ્ણ કૃપાનાથ,
કાલંદ્રીપર,[૨] જગન્નાથ, જગદીશ,
જગધર, જગજીવન, જયકર. મોહન.

---

## ૪ શ્રીરંગ બાલાજી સ્તુતિ.

### રાગ, કલ્યાન, ધ્રૃપદ. તાલ, ચોતાલ.

શ્રીરંગ બાલાજી કુંડલ મંડીલ કપોલન, અતલોલન ડોલન,
બરસ નયન, ચપલ સરસ સુજલ ભરે.–કુંડલ.
નાસા સુક[૩] બરસીધાર, અધર[૪] લબ પરવાલ,
અસન, દસન, બસન, માનું ફુલ ઝરે–કુંડલ
કંબુ કંથ મુક્ત માલ, નંગ જડીત પદ્મ લાલ,
શંખ ઇંદુ ધરે, નાવે લીન કટીક છીન, ચલત પાઊં.
અટક મટક, ચરન કમલ ચીત્ત દે, સુર બિનતી કરે–કુંડલ

---

## ૫ શ્રી સરસ્વતિ સ્તુતિ.

### રાગ, કલ્યાન ધ્રૃપદ. તાલ ચોતાલ.

સાગર બીચ કમલમાંહી, શ્રી બ્રહ્મા પ્રગટ ભયે,
તાકી તનીયાસો[૫] સરસ્વતિ માત હય. સાગર.
હીનમતિ હનનાર, બાની શુદ્ધ કરનસાર,
વચનામૃત રસના,[૬] સદબુદ્ધિ કેરી દાતા હય. સાગર.
જાકો રટત અષ્ટજામ,[૭] કરલેત સકલ કામ,
અક્કલ ચાતુર્યતા દેનેકો, બીધાતા હય. સાગર.
મેં હું દાસ તેરો અબ, ચરનમાંહી ચીત્ત ડારો,
સંગીત શક્તિ દેનહારી, ઓર કોન બીધાતા હય. સાગર.

---

૧ વિષ્ણુ. ૨ જમના નદી. ૩ પોપટ. ૪ હોઠ. ૫ દીકરી. ૬ જીભ.
૭ આઠેપહોર.

## ૬ ગુરૂદેવોને યાચના.

### રાગ, કલ્યાન, ભજન. તાલ ત્રીતાલ.

હમ જાચક[1] તેરે દ્વારે આયે, જ્ઞાન ભક્તિ જનસેવા દીજે. હમ.
તુમ સમરથ સત્‌ગુરૂ પ્રભુ હમરે, અમ સબ તુમરે ચરનનપે,
અપના જાન કરો અબ એસે, ગુરૂ અબ દુર્મતિ[2] દુર કીજે. હમ.
ચરન કમલ તુમરો નીત સેવે, ગદ્દગદ્દ રસના નામજ લેવે,
ચતુષ્ઠ[3] સાધન[4] હમ સબકો દીજે, પ્રેમભાવમે હમ સબ ભીજે. હમ.
શીલ સંતોષ ક્ષમા શુચ્ચિ હોવે, ધૈર્ય શાંતિ સમતા ગુરૂ કર દે,
આત્મજ્ઞાન ગુરૂદેવા દીજે. ભ્રાતૃભાવ સબ જનમે કીજે. હમ.
વિવેક વિચાર સાર અબ દીજે, જ્ઞાન વિજ્ઞાન[5] તુમપે જાચે,
સદ્દગુરૂ દેવા તુમસે પ્રણવે, કૃપા દ્રષ્ટી તુમ સબપે કીજે. હમ.

---

## ૭ મનોપદેશ.

### રાગ, કલ્યાન, દ્રુપદ. તાલ, સુલફાક.

ભજલે ભજમન શ્રી ભગવાન, કહા ભયો તું અજાન જાન. ભજ.
ઉત્તમ દેહ તું પાયા હય તું, ભુલ્યો વો તું તજી શુદ્ધ સાન. ભજ.
વૃથ્થાએ દીન દીન, જાતે ગીનગીન, તજ અબ અભિમાન. ભજ.
ફીર તું આવેગા, રોતા જાયેગા, જફા પાયેગા, તજ અજ્ઞાન. ભજ.

---

## ૮ મનને ફેરવવાની મુશ્કેલીઓ.

### રાગ, કલ્યાણ, ગઝલ. તા. દાદરો.

દેલ લગા યારસે, ઉસ દેલકા છુડાના મુશકેલ,
ઇસ્કકા ઝખ્મ લગા ઉસકા સીલાના મુશકેલ. દેલ૦
હુસ્ન[6] હય દામે[7] બલા, ઝુલ્ફ હય દો કાલેય નાગ,
જીસ્ને તહી નાગ ડંસા, ઉસ્કા જીલાના મુશકેલ. દેલ૦
આતસે ઇસ્કને બહોતોકા, કીયા ખાના ખરાબ,
આગ દરીયાકો લગી ઉસકા બુઝાના મુશકેલ. દેલ૦

---

૧ માંગનાર, ભક્ત. ૨ ખરાબ બુદ્ધિ. ૩ ચાર. ૪ વિવેક, વૈરાગ્ય, ષટસંપત્તિ, અને સમાધાન. ૫ અનુભવ સિદ્ધ સમજ. ૬ મુખ. ૭ શરૂઆત.

યાદ કરનેકો લીયા હાથમે મનકા મનકા,[1]
દેલ ઉપર બોજા ગીરા, મનકા ફીરાના મુશકેલ. દેલ૦
તિફલે[2] નાદાન હટીલે મેરા ગમ[3] અય પ્યારે,
મકતબે[4] ઇશ્કમે તાલીમ દીલાના મુશકેલ દેલ૦
રાઝમખફી[5] વલી[6] ઝાહેર ન કીસીસે કરના,
હાથસે બાત ગઇ, ઉસકા ફીર આના મુશકેલ. દેલ૦

---

## ૯ સાલ મુબારક.

### રાગ, કલ્યાણ, પદ. તાલ, દીપચંદી.

ગુઝારો નવું વર્ષ સુખ સંપ સાથે,
ખુદાનો રહો હાથ મુજ કોમ માથે. ગુઝારો.
સુખી કોમ છે આપણી આ રાજે,
મુબારક તમોને નવું સાલ આજે. ગુઝારો
ગુઝારો વરસ આ અમન ને ચમનમાં.
વસાવો ભલા ખ્યાલ ખુબ નેક મનમાં. ગુઝારો
વધો સંપત્તિ સંતતી સાથ રોજી,
ખુદાવંદ રાખે તમોને લ્યો મોજી. ગુઝારો
રહો ખુશ તમારી બધી આશ પામી,
ખુદા પાક આપો સદા નેક નામી. ગુઝારો

---

## ૧૦ કુલીન સ્ત્રી લક્ષણ.

### રાગ, કલ્યાન, ધ્રૂપદ. તાલ ચોતાલ.

ઘરતણું રાજ કાજ, બાળક તણો સમાજ,
સંભાળવો સઉ સાજ, કામ તે કઠીણ છે. ઘર.
કરાય નકો નારાજ, સુખકાર થાય કાજ,
સઉની તો રાખે લાજ, પત્નિ જે પ્રવીણ છે. ઘર.
પડી મુકી પતરાજ,[7] નમ્રતાનો ધરે તાજ,
દુષ્ટ કામ કરે ત્યાજ,[8] જાણીને અકીણ છે. ઘર.
આપ સુખ ગણે નાજ, પર દુઃખે આવે વાજ,[9]
દીલમાં જે જાણે દાઝ, તે ખરી કુલીન છે. ઘર.

---

૧ માળા, તસબી. ૨ નાનુ બાળક. ૩ દીલગીરીનુ સ્થાન. ૪ નિશાળ. ૫ છુપી વાત. ૬ કવિનુ નામ, તખ્ખલ્લુસ. ૭ શેખાઇ. ૮ છોડીદે. ૯ લાગણી થઈ આવે.

### સાખી.

સાદી સુઘડને ચતુર જ્ઞાની, પતિવૃતા ગુણવાન,
મળે નાર જે નર તણાં, ભાગ્ય હોય ફળવાન,
સો સુખ છે જર જોરના, હીતના સુખો હજાર,
લલના[1] તણાં સુખ લક્ષ[2] છે, હોય સુલક્ષણી[3] નાર. ધર.

---

# રાગ યમન કલ્યાન.

## ૧૧ પ્રરબ્રહ્મ સ્તુતિ.

### રાગ યમન, કલ્યાન. ધ્રૃપદ. તાલ ચોતાલ.

નિરંજન નિરાકાર, પ્રરબ્રહ્મ પરમેશ્વર,
એકહી અનેક હુઇ વ્યાપો[4] વિશ્વંભર. નિરંજન.
અલખ જ્યોતિ. અવિનાશી, જ્યોતસ્વરૂપ,
જગતારન, જગન્નાથ, જગતપતિ, જગજીવન, જગધર. નિરંજન.
વાહીમે સબ જીવજંત, સુર નર મુની, ગુની,
જ્ઞાની, નાભ[5] કમળતે બ્રહ્મા પ્રકટે, ૐતત્સત્
પરમાત્મને નમઃ કહે બૈજુબાવરે વોહી બ્રહ્મ,
વોહી વિરાટ, વોહી ગનેશ, અવતાર ભયે ચોવીશ વપુધર.[6] નિરંજન.

---

## ૧૨ પ્રભુ સ્તુતિ.

### રાગ, યમન, ધ્રૃપદ. તાલ ચોતાલ.

તું છે દેવ દીનદયાલ, અખીલ[7] વિશ્વ ધારનાર,
જ્ઞાનવૃદ્ધિ બક્ષનાર, છીએ અમે યાચનાર. તું છે.
સકલ જગત સુખકાજ, પવન પાણી ને પ્રકાશ,
પૃથ્વિ ને આકાશ, અજબ સૌ બનાવનાર. તું છે.
ફળફૂળાદિ ઝાડપાન, મધુર પંખી કેરા ગાન,[8]
સુંદર સૌ દીસે ઠામ, સુખદ સમય આપનાર. તું છે.

---

૧ સ્ત્રી ઓરત. ૨ લાખો. ૩ સારા ગુણવાળી. ૪ ફેલાઈ રહ્યો. ૫ પેટ.
૬ શરીર ધારણ કરનાર. ૭ બધુ. ૮ ગાયન.

દીવસ રાત સકળ કાળ, અમ અજાણુ સર્વ બાળ,
રાખે તું સૌની સંભાળ, કલેશ સૌ તું કાપનાર. તું છે.
લઇએ અમે તારૂં નામ, કરીએ શિશ નમી પ્રણામ,
આપજે તું શુદ્ધિ હામ, મેહેર તું વરસાવનાર. તું છે.

---

# રાગ હમીર કલ્યાન.

## ૧૩ ગુરૂનુ મહાત્મ્ય, ધ્યાન, તથા સ્મર્ણ.

### રાગ, હમીર, ખ્યાલ. તાલ ત્રીતાલ.

સબ મીલ ગુરૂકો ધરીયે ધ્યાન,
સુન[1] સીખરપર આપ બીરાજે, ગેબી ઉડે નીશાન. સબ.
પુર્વપુન્યે નરતન પાયે, અવસર જાત સુજાન,
સુનો મેરે પ્યારે બાત અગમકી, ગુરૂ બતાવે સાન. સબ.
શ્રુતિ શાસ્ત્ર ગુરૂ સમજાવે, અજહુ ન ઉધરે કાન,
રીદ્ધિ સિદ્ધિ સંપત્તિ વામે, ગાવે વેદ પુરાન. સબ.
ભુપનકે સીર ભુપ સીરોમન, સો કયું હોત હેરાન,
જબ તુમ આપનો નીજરૂપ[2] જાનો, રંગ રંગ પેહેલવાન. સબ.

### સાખી.

સ્વાસકી કર સુમીરની,[3] કર અજપાકો જાપ,
પરમ તત્વકો ધ્યાન ધર, સોહં આપોઆપ. સબ.
સોહં સોહં હોત હય, સોહં રહા સમાય,
સોહં કુટ નવ ખંડ ભયા, સત્ ગુરૂ દીયા બતાય. સબ.
ના સુખ બિધાકે પઢે, ના સુખ વાદ બીબાદ,[4]
સાધુ સુખી, ધ્યાનમે, લાગી જબહી સમાધ.[5] સબ.

---

૧ જ્યાં કંઇજ નથી. ૨ પોતાનું સ્વરૂપ, આત્મજ્ઞાન. ૩ માળા, તસબી.
૪ તકરાર. ૫ સમાધિ.

## ૨૪૬. દુન્યાની માયા ખોટી છે.

### રા. ( ધીમા ધીમા ) તર્ઝ.

જુઠી જુઠી કાયા ને માયા જાણરે,
ભવ નાહક, તમારો કચવાઇ જાશે,
અધર પકડાઈ જાશે, સાચું માનરે. જુઠી૦
રાચ નહી તું જુઠ મહી, કાઢ ન ફોકટ કાળ,
મરશે જ્યારે મોહથી, શી ગતી તુજ થાય,
સંત સેવાના મેવા ન ચાખ્યા સુખે,
મોહ માર્યો નહીં રામ ભજી મુખે,
લે ચેતી ભવે પામે શાંતિ સુખે, સાચું માનરે. જુઠી૦

---

## ૨૪૭. મનોપદેશ.

### રા. ( મને સહાય કરશે મુરારીરે ) તર્ઝ.

શાને વ્યર્થ તું શાંતિ ત્યજે છે રે, દુઃખકારી વિષય ચજે છે,[1]
ભયથી ધ્રૂજે છે, આ ભવમાં ભમે છે, વિનાશ તું તારો કરે છે. શાને.
સત્ય સ્વરૂપ વિસારી ફરે છે, શીદ મિથ્યા, ભ્રમણ કરે છે,
ત્યજ હવે તું, કામ વૃત્તિ, શાને આ ભવમાં ભુલે છે. શાને.
શાસ્ત્ર સિદ્ધાંતના વચનો ઉવેખીને,[2] કુથલીમાં કાન ધરે છે,
વિષય કૂપે, દીપ લઈને, અંધ તું શાને પડે છે. શાને.
( જે ) વૃત્તિના વેગો વિદારી[3] રહે છે, રદયે સંતત પ્રભુને સ્મરે છે,
( તે ) ઉચ્ચ પદમાં, સ્થિત થાતાં, કૈવલ્ય સ્વરૂપે ઠરે છે. શાને.

---

## ૨૪૮. આત્મજ્યોતિ.

### રા. ( મારા મનમાં તનમાં ) તર્ઝ.

મારા મનમાં તનમાં નિત્ય દીપી રહી, ઝગમગ આતમ જ્યોતિ.
માનસરોવર માંહેલો હંસલો, ચારો ચરે જ્ઞાન મોતી,
નિત્ય અનાદી સ્વયં વિભું વ્યાપક, આતમ જ્યોતિ જણાય,
સચ્ચિદ આનંદ બ્રહ્મ સનાતન, તે જપો તે જપો જગજ્યોતિ. મારા.

---

૧ ગ્રહણ કરે છે. ૨ ધ્યાનમાં ન લેતાં. ૩ નાશ કરી.

## ૨૪૯. મસ્તાની મન.

### ( દીલ મારૂં માને નહી મનડું ઠરે નહીં ) તર્જ.

મન મારૂં મસ્તાની મગરૂર માની સમજે ન સીધું સાનમાં,
હું વારૂ ઘડી ઘડી ઝાડુ ફરી ફરી તોએ ન લે તું ધ્યાનમાં. મન.
માળા ગ્રહું કરમાં કદી, હરી નામને જપવા જરી,
કુદતું તરત અહીં કે તહીં, જતુ માંકડું વિષયે સરી,
ઉંઘમાંય મૂર્ખ હસાવતું, ઝબકાવતુ ને રડાવતું,
બહું રંગમાં ચંચળ રમાડે, વાંદરૂ વશ ના થતું,
વૃત્તિ તાળું વાસી, લઈને સુકર્મ ચાવી,
હું પુરૂં હવે બંદીખાનમાં. મન.

---

## ૨૫૦. ૐકાર પ્રણવ.

### રા. ( ચાલો સાહેલી ભુવનેસ્વરીનુ ) તર્જ.

આવોને આર્યો ( ૨ ) ૐ પ્રણવનું સૌ મળીને સમરણ કરીએ,
મન દઢ પામી, વૃત્તિ વિરામી, ધ્યાન તેનુ અંતર ધરીએ,
વેદ બધા જેનુ પદ કથતા, રૂષિ મુનિ જે તપમાં વદતા,
બ્રહ્મચર્ય જે અર્થ ચરતા, અતિ સુખમય તે પદ ગણીએ,
વિવિધ નામ ખં શં[1] બ્રહ્મનાં, ૐ સર્વ શિરમણી[2] કહીએ. આવોને.

---

## ૨૫૧. પ્રપંચ છોડી પ્રભુને ભજો.

### રા. ( ગોવિંદ ગુણ ગાઓરે ) તર્જ.

ધન શ્યામ નામ સાચુરે (૨), રે નરનાર.
ધરણીધર માધવ મુરલીધર, શ્યામના ગુણ સૌ ગાઓરે. રે નરનાર.
સાચાને ખોટા સાનેરે ઠરવા, જદુનાથ જશ ગાઓરે. રે નરનાર.
ભક્ત તણા તો ભય હરનારારે, અભયપદ દેનારારે. રે નરનાર.

---

૧ બીજ મંત્ર છે. ૨ સૌથી ચઢીયાતુ.

## ૨૫૨. નીતિ, ધર્મના શિક્ષણ વિષે.

### રા. ( દાસ પરે દયા લાવો ) તર્ઝ.

નીતિ ધર્મ બીજ વાવોરે, સુજ્ઞ સજ્જનો,
નીતિ ધર્મ બીજ વાવો. નીતિ૦
કામ, ક્રોધ, મદને મારી, મોહ માયા વિસારી,
પ્રાણી પ્રભુતાના પાવોરે. સુજ્ઞ૦
વિનય વેલ વહેલી વધશે, સદાચાર ફુલડાં ખીલશે,
સત્ ચિત્ આનંદ ફલ ખાવોરે. સુજ્ઞ૦
શાસ્ત્રમાં શ્રેષ્ઠ કર્મ, " **અહિંસા પરમો ધર્મ,** "
માનવ તણી ફરજ બજાવોરે. સુજ્ઞ૦
વિનવીએ વંદન કરીને, સાથે સહુ હલી મળીને,
જય ભરત ભુમીનો ગાવોરે. સુજ્ઞ૦

---

## ૨૫૩. જ્ઞાને મુક્તિ.

### રા. ( આંખવિના અંધારૂંરે ) તર્ઝ.

જ્ઞાન વિનાનું અંધારૂંરે, સદારે મારે. જ્ઞાન.
મન કહે મારૂ તારૂ, આ સારૂ ને આ નઠારૂં,
પણ જ્ઞાન વિનાનુ, અંતે સૌ નકામુંરે. જ્ઞાન.
જીવને શિવ સાથે રહેતા, અવનીમાં[1] અવતાર લેતા,
જીવને જ્ઞાન થવાથી, રસમય થાતારે. જ્ઞાન.
સેવક કહે કરજોડી વિનતી, હમારી લ્યો સ્વિકારી,
અમને લેજો ભવમાંથી ઉગારીરે. જ્ઞાન.

---

## ૨૫૪. પ્રભુ મેળાપ ઇચ્છા.

### રા. (થયા છોરે પતી) તર્ઝ.

પ્રભુ ! આવો હવે બહુ દીન વિત્યા, આપ દરશ કરવા,
આપ વિયોગે ક્ષણુ ના રૂચે, અંતર વૃત્તિ મુંઝાય,
મન બળતું, નવ ઠરતું, ચણુચણતું, દુઃખ ધરતું,
સ્મરી પ્રેમ તમારો ક્ષણુ ક્ષણુ નયને માંડે નિર ભરવા. પ્રભુ.

---

[1] જગતમાં.

આપ પિતા બાલકના દોષો, જોશો ના ધરી રે'મ,
પદ લેજો, સુખ દેજો, હૃદયે રહેજો, કર ગ્રહેજો,
લઈ અંક શિશુ[1] દયાનંદ ઉગારો નિજસ્વરૂપે[2] વરવા. પ્રભુ.

---

## ૨૫૫. અજ્ઞાન નિવારણ ઈષ્ટ સ્તુતિ.

### રા. ( ડરમાં તું દીલ સાથ. ) તર્જ.

લ્યો વિનતિ પ્રભુ ધ્યાન, રંકની, લ્યો વિનતિ પ્રભુ ધ્યાન,
પ્રભુ ટાળો ઉર અજ્ઞાન. રંકની.
આપો સુબુદ્ધિ, હરીને કુબુદ્ધિ,
મનના મેલને સત્વર કાપો, આપચરણ ચિત્ત સ્થિરતાથી સ્થાપો,
જ્ઞાન લેવા પ્રભુ ઉત્સાહ આપો, દુષ્ટ ષડ્રિપુને[3] ચરણમાં ચાંપો.
પ્રભુ ટાળો ઉર અજ્ઞાન. રંકની.

---

## ૨૫૬. વૃત્તિના આનંદોદ્ગાર.

### રા. ( વિશ વેશ્યાના ચારી ) તર્જ.

જગ આનંદકારી, લાગે છે ભારી, જ્યાં ત્યાં મુરારી, જોઈ તમારૂં રૂપ,
ચડી આજ ખુમારી, ભક્તિની ભારી, વિશ્વવિહારી-જોઈ. જગ.
સંચિત સઘળાં ટળી ગયાં, ક્રિયમાણે પ્રભુ શુદ્ધ,
પ્રારબ્ધે પ્રભુ આવીયારે, લીધી સાચી શુદ્ધ.
ઉર જ્યોતિ પ્રસારી, તમને નિવારી, ભ્રાંતિ વિદારી-જોઇ. જગ.
મતિના ભેદો ટળી ગયા, ભાસે એક સ્વરૂપ,
નિંદા સ્તુતિને સુણતાં, ભાસે ના સુખ દુઃખ,
રાગદ્વેષ વિસારી, પ્રેમપ્રસારી, રહી અવિકારી,-જોઈ. જગ.
તત્વામૃતને ચાખતાં, ભુખતૃષા થઈ શાંત,
ભાવાભાવો ટળી ગયા, ન્યાળી સૌમાં કાંત,[4]
પ્રભુ પ્રેમી તમારી, પદ શમંનારી, વૃત્તિ હું નારી,
આજ થઉં એક રૂપ. જગ.

---

## ૨૫૭. પ્રભુ મેળાપની ઇચ્છા.

### રા. ( મન માયાના કરનારારે ) તર્જ.

રૂષિકેષ રમણ રઢિયારે, પ્રભો, ગોવિંદ કૃષ્ણ ગોપાળા,
સુખસિંધુ દયાળ નંદલાલારે, પ્રભુ વૃજવિનતાના[5] વ્હાલા. રૂષિ.

---

૧ બાળક. ૨ પોતાનું રૂપ. ૩ છ શત્રુ. ૪ પ્રભુ ૫ વ્રજગામની સ્રીઓના.

કાનુડા કાળા હો દીન દયાળા હે, ભક્ત તણા પ્રતિપાળા,
બુદ્ધિની વૃદ્ધિ વિષયે વધે પ્રભુ, છોડેના વિધવિધ ચાળારે. રૂષિ.
રીસ કરીને પ્રભુ રાખુ કદિ તોયે, મારે અંતરમાં ઉછાળા,
નયને નિહાળો, સંભાળો શીશુને,[1] ઝાલો હવે કર વ્હાલારે. રૂષિ.
ત્રાપ ત્રિવિધિથી બાળીને અંતે, કયારે ઉગારશો લાલા,
સચ્ચિત સુખમાં સધ્ય[2] સોહાવો, ટાળી વિષય ઉર લાળારે.[3] રૂષિ.

---

## ૨૫૮. જ્ઞાનોપદેશ.

### રા. (તું તારા બીરજ સામું.) તર્જ.

વ્હાલા વેગે પધારો મારા જીવનના સંગી,
સાક્ષાત દર્શનનો છું ઉમંગીરે. વ્હાલા.
કાયા નગર છે વ્હાલા કૌતુક સમ કારમુરે,[4]
દુર્મત દુર્ઘટ છે કોટ જંગી. (૨)
રાજ કરે રાણો અભિમાન ઓઢીરે. (૨)
દ્વેખ્યા દિવાન સૌ કુસંગીરે. વ્હાલા.
મમતા રાણીના મ્હેલે રાણોજી ભરાણારે,
ઘેરાણા મદીરા મદમાં રંગી, (૨)
હકુમતિ હાકેમ મારા લોભ મોહે પુરા,
અંધારે છાકયા છે અડભંગીરે.[5] વ્હાલા.
ભોમીયો ના ભાળ્યો વ્હાલા ઉવેટે[6] ચાલ્યોરે,
લાજ મરજાદાને ઉલંઘી,
ભક્ત ભીડ ભંજન કર ગ્રહી તારોરે,
પડી નથી આપ દ્વારે તંગીરે. વ્હાલા.

---

## ૨૫૯. ગૌમહિમા.

### રા. ( રૂષિ મુની કહી ગયા ). તર્જ.

ધન ધાન્ય તણું મુળ ગાય છે, ગાય છે, ગાય છે, ગાય છે રે. ધન.
અન્ન ફળ, શાક, પાક, અનુપમ, ગાય સેવાથી સધાયછેરે. ,,
પાપ છે, પય,[7] માતા સરીખું, ગુણ તેના તો ગવાયછેરે. ,,
(દુધ) ભેંસનું ભારી, બકરીનું હલકું, સમાન ગાયનું ગણાયછેરે. ,,
ગાય પોશાય તો ખેતીવાડીને, દેશ આબાદી છવાયછેરે. ,,
ખેતી ઉપ્યોગનું દ્વાર એ ખરેખર (હાય) હાલમાં તો અટવાય છેરે. ,,

---

૧ બાળકને. ૨ તરતજ. ૩ બળતરાઓ. ૪ ભયભિત છે. ૫ મુર્ખ. ૬ આડે માર્ગે. ૭ દુધ.

## ૨૬૦. સ્તવન.

### રા. ( ખંતેથી નમિ તને. ) તર્ઝ.

આનંદે સ્તવિ પ્રભો, ખંતે રીઝવિએ ( ૨ )
હે દયાળ, છો, કૃપાળ, જગપાળ, લ્યો સંભાળ,
ઇશ, ઇશ, ઇશ, ઇશ. આનંદે.

પ્રેમહિણ જાણી આજ, દુઃખીની બતાવો દાઝ,
આપ જગશીરતાજ, શરણે આવ્યા રાખો લાજ,
નિજ[1] જનને રીઝાવો નાજ, તારો હવે હે ! મહારાજ,
શરણે આવ્યાં, પ્યારા, તારા,
રે અમને ઉગારો, તારો, ઠારો, આણો, આરો,
ઇશ, ઇશ, ઇશ, ઇશ. આનંદે.

---

## ૨૬૧. પારસનાથનો સ્તુતી.

### રા. ( ધોકા દેનેવાલે ) તર્ઝ.

પ્રભુ પાર્શ્વની રૂપાળી પ્યારી મૂર્તિ નિહાળી,
આવી ચમક ચમકનારી, ઝમક ઝમકનારી,
કામ ક્રોધ કાપનારી, મોહ તાપ ટાળનારી. પ્રભુ૦

સંસારી સુખોમાં મુર્ખ, જીવ રહ્યા મોહી મોહી,
ખલકની[2] ખોટી પ્રીત, પીતળીઆ[3] જેવી જોઇ,
હજુએ ન માને મન, કે આ તન છે પતંગ,
માટે થઇ વિચારવંત, ભાવે ભજ ભગવંત. પ્રભુ૦

ધર્માચાર વિના યાર, નથી કોઇ તારનાર,
માત તાત, ભ્રાત, ભગ્નિ,[4] નથી પાપ કાપનાર,
રંગીલી રૂપાળી નાર, અંતે અલગ થનાર,
પ્યારનો બતાવનાર, દોસ્ત એ શું કરનાર,
જ્યારે આવે જમ,[5] ખુબ દેખાડી દમ,
મુક્કી મારે ભમ, કેહેશે આગળ થા હમ,
કહે નાના, કોણ, થશે બેલી લે તું તે વિચારી. પ્રભુ૦

---

૧ પોતાના. ૨ જગતની. ૩ પીતળ જેવી. ૪ બેહેન. ૫ મોતનો દેવ.

## ૨૬૨. વિદ્યા વિષે.

### રાગ. (ધૂન) નાટકી તર્ઝ.

જગત માંહી વિદ્યા અખુટ[1] ધન જાણ,
હાંહાંરે ભાઇ વિદ્યા અખુટ ધન જાણ. જગત.
વિદ્યા વિનાના, મનુષ્ય જગમાંહી,
પશુથી નીચ પ્રમાણ, હાંહાંરે ભાઇ. જગત.

### સાખી.

ભાઇ ન માગે ભાગજે, ચોર ન લૂટી જાય,
રાજાથી ન દંડાય તે, ભાર જરીએ ન થાય,
તૈયાર સાથે, આવે છે આપે, ખરચે વધુ
થતી જાય, હાંહાંરે ભાઇ. જગત

---

## ૨૬૩. સ્ત્રી કેળવણી.

### રા. (નટવર વસંત) તર્ઝ.

સહુ ભાવે ભણાવો નીજ[2] પુત્રી સજ્જનો,
પુત્રિ સજ્જનો, સુખ સાચુ એ ગણો. સહુ.

### સાખી.

સુખ સાધન સંસારનુ, સદાય ગણીને એજ,
વિવિધ તાનના રંગથી, લો રસ રંગ અનેક,
વિદ્યા વિનાની પુત્રિ, પુતળી શું કામની,
કેળવો તેનુજ તન મન સજ્જનો. સહુ.

### સાખી.

કુટુંબને સંતતિ[3] તણું, દેશ તણું હીત હીર,
સ્ત્રી કેળવણીમાંજ છે, બાકી સર્વ તીમીર,
સરસ ભોજનની રીત, જાણવી સઘળીરે,
ઉત્તમ પાક કર્યાની હોંસ દીલે ધરવીરે,

---

૧ ખુટે નહીં તેવો. ૨ પોતાની. ૩ ઓલાદ.

સાખી.

કરશો નીજપતિને સુખી, વર્જો[1] દુર્ગુણ વ્હેમ,
વશીકરણ[2] તમ હાથ છે, જ્ઞાન મંત્ર યશ દેણ,
ભાવે સીંચો સુધારે કોમલ મન વૃક્ષને,
થાશે ફળો સમીષ્ટ ઇષ્ટ સત ગણો.

સાખી.

મર્યાદા નીજ વડીલના, નિજજન સાથે નેહ,[3]
સત્ય, સુજાતિ, સુઘડતા, ગુણવંતી ધરી રેહ. સહુ.

---

## ૨૬૪. પતિ, પત્નિ વ્રત.

### રા. (બનજારા) તર્જ.

કરી પરમેશ્વર પર પ્રીતી, નવ તજવી નિશદીન નીતિ. કરી.

પતિ.—પતિવ્રતને પાળવુ પ્રેમે, વશ વિભળ થવું નહી વેહેમેરે,
ભરતાની[4] ધરવી ભીતી. નવ.

પત્નિ.—નિતનો સ્નેહી ગણી નારી, નવ થાવુ કદી અવિચારીરે,
રાખી રદયે આ રીતી. નવ.

પતિ.—દ્રૌપદી, સુલભાને સીતા, વળી કુંતા માદ્રી પુનીતારે,
ધરી તેવી સ્રીઓની પ્રતિતી.[6] નવ.

પત્નિ.—હરીચંદ્ર રામ કુળ કેદ્ર, વળી રતિ દેવ સુનરેદ્ર રે,
તેના જેવી ધરી સ્થીતી. નવ.

પતિ.—કટુ વચન કદાપી ન કરવુ, ધ્યાનજ ધણીનુ દ્રઢ ધરવુંરે,
જયમ વદે સતત[7] વત તીતી.[8] નવ.

પત્નિ.—પરણેત[9] વીના પરભારી, વનીતા[10] જનીતા[11] વત[12] ધારીરે,
કદી આદરવી ન અનિતી. નવ.

પતિ.—પર નરનુ મુખ હોય રૂડુ, પણ ચોથ ચંદ્રસુ ભુંડુરે,
શુણી તેની વીપત્તિ વીતી. નવ.

પત્નિ.—લલચાઇ લોભની લહાયે, કરવો ન કલેશ અન્યાયેરે,
આવે આફત અણચીતી.[13] નવ.

પતિ.—વરના વડીલોની વરતી, પાળવી આજ્ઞા અનુસરતીરે,
ખુબ ક્ષમાં રાખ જેમ ક્ષીતી.[14] નવ.

---

૧ તજવું. ૨ વશ કરવાની વિધા. ૩ પ્રીતિ. ૪ એક રૂપ. ૫ પતિની. ૬ દેખાવ. ૭ હમેશાં. ૮ એક જાતનુ પક્ષિ. ૯ પોતાની સ્રી. ૧૦ ઓરત, ૧૧ પોતાની મા. ૧૨ બરાબર. ૧૩ અચાનક, ૧૪ પૃથ્વી;

## ૨૬૫. વિચાર તો શુભજ રાખવા.

### રાગ. ( એક ચતર નાર ) તર્ઝ.

શુભ કર વિચાર, દુઃખ દુર ડાર, વેદ વચન સાર,
દ્રઢ દીલમેં ધાર, ધરી મનમે પ્યાર, સતસંગ, કરલીજે. શુભ.
સત્ય બ્રહ્મ સ્વરૂપ, જુઠ નામ રૂપ, ઐસો જાન વિવેક,
એક ધરી સુટેક, મનં વિષય ત્યાગી, સતસંગ કરલીજે. શુભ.
પંચ વિષય ભોગ, સબજાન રોગ, ઐસો ધર બેરાગ,
મનસો તું જાગ, સદ્દચિત આનંદ સતસંગ કરલીજે. શુભ.

---

## ૨૬૬. વીરજીનેશ્વર સ્તવન.

### રાગ. ( દીનનો દયાલ ) તર્ઝ.

સાચુ એક જીન નામ, અત્તર સૌ કાચુ,
એમ જાણી મિથ્યા મને કદી નહીં રાચુ. સાચુ.
રાગ દ્વેશ દુર કરી શાંતપણે નાચુ,
શુધ્ધ દેવ ગુરૂ અને શુદ્ધ ધર્મ યાચુ. સાચુ.
ડોળ દમામ દેખુ જહાં ત્યાં ન ઘાલુ ડાચુ,
અંતર જ્ઞાને પરખી માનુ, સાંભળ વચન સાચુ. સાચુ.

---

## ૨૬૭. ચોવીશ તિર્થંકર સ્તવન.

### રાગ. ( વિનતી ધરજો ધ્યાન ) તર્ઝ.

શાણા તમે ભાવે ભજો ભગવાન ( ૨ )
પૂજો સ્મરો, ધ્યાન લગાવો ચોવીશ જીન નામ. શાણા.
રીખબ, અજીત, સંભવ, અભિનંદા, સુમતિ કરો બહુમાન, ,,
પદમ, પ્રભુ, સુપાસ ને ચંદા, સુવીધીનુ ધરીએ ધ્યાન. ,,
શીતલ, શ્રેયાસ, સેવો વાસુ પૂજ્ય, વીમલ અનંત ગુણવાન ,,
ધર્મનાથના ધર્મને ધારો, શાંતિનાથ સુખધામ. ,,
કુંથુ અરમલ્લી, મુની સુવ્રતજી, નમી નમી પાર્શ્વ વર્ધમાન ,,
ચોવીસ જીન નામ જપંતા, ચડીએ સ્વર્ગ વિમાન. ,,

## ૨૬૮. શ્રીકૃષ્ણ જન્મ રહસ્ય.

### રાગ. (ઓહોતેરા સમજાયા) તર્જ.

વ્રજવાસી પ્યારે કનૈયારી માંખનચોર, વ્રજ.
વૃક્ષ કદમપર વસ્ત્ર હરીને, બ્રહ્મચર્ય સમજાયારી. માંખન
વેણું વગાડીને, ગોપી જગાડીને, રાસક્રીડા દિખલાયારી. ,,
સ્વમુખમાં બ્રહ્માંડ બતાવીને, માતાને જ્ઞાન બતલાયારી. ,,

---

## ૨૬૯. માયાથી બચવાને યાચના.

### રા. (સુનો તુમ યાર પરદેશી.) રેખતા.

પ્રબલ યહ સૈન માયાને, ચલાઇ હય કૃપાસિંધુ,
બચાલે જાલસે તેરી, દુહાહી[1] હય કૃપાસિંધુ. પ્રબલ.
ગર્ભમે કોલથા મેરા, ન ભુલુ ધ્યાન મેં તેરા,
વ્હો બાતે ઉસને છલબલસે, ભુલાઇ હય કૃપાસિંધુ. પ્રબલ.
હમેશા લોભસે રેહેતા હય, મન મે[illegible] બના બેશક,
દીખાનેકો યહ ઉપરકી, શફાઇ હય કૃપાસિંધુ. પ્રબલ.
પડા અજ્ઞાનકે વશમે, તડફતા હું મેં મુદતસે,
તેરેહી હાથમેં મેરી, રીહાઇ[2] હય કૃપાસિંધુ. પ્રબલ.
નહીં હય દોષ કુચ્છ તેરા, હુવા જો હો રહા હોગા,
એ સુખ દુઃખ સબકો, કર્મોકી કમાઇ હય કૃપાસિંધુ. પ્રબલ.
બીના ભક્તિસે દયાલુ ને, અજામેલ પાપી તાર્યા હય,
ઉસીસે જગ્તમે તેરી, બડાઈ હય કૃપાસિંધુ. પ્રબલ.

---

## ૨૭૦. ઉપાધિ-માયા. (માયાતિત)

### રાગ. (કયસે બાલ બીખરે હય.) તર્જ.

ઉપાધિ બ્રહ્મને શાની, ઉપાધિ મુક્તને ક્યાંની,
અવિધા અખીલ અંકુર છે, ઉપાધિ દેહનુ મુળ છે. ઉપાધી
ઉપાધિ એકને વળગી, ઉપાધિ બહુ પદે સળગી,
અહંઉત્થાન[3] ત્યાંથી આ, ઉપાધિ ભ્રાંતિનું મુળછે. ,,

---

૧ ઇશ્વરી ફરમાન. ૨ જીવન દોરી ૩ એપાચું, અહંભાવ.

ઉપાધિ ભેદનું મુળ છે, ઉપાધિ સંગનુ મુળ છે,
ઉપાધિ ક્લેશનુ મુળ છે, ઉપાધિ રાગનું મુળ છે. ઉપાધી
ઉપાધિ કાળનું મુળ છે, ઉપાધિ પાપનું મુળ છે,
ઉપાધિ શુન્યનું મુળ છે, ઉપાધિ જન્મનું મુળ છે. ,,
નથી થાતુ ન થાવાનુ, નથી જાતું ન જાવાનુ, ,,
ભ્રમિત[1] દ્રષ્ટિની સૃષ્ટી આ, ઉપાધિ મુકત તો તે છે. ,,

---

## २७१. श्री हरी भजन.

### राग ( प्रेम तरंग. ) तर्ज.

हरी भजना वीण काळ, घालवुं नको रे. हरी.
दोरीचा सापा, भिउनी भावा, भेद नाहीं जिवा शिवा,
अतंरीचा ज्ञानदिवा, मालवूं नको रे. हरी.
संता पासी समज उमज, ध्यानीं आणुनीं पुरती समज,
अनुभवा विण उगाची मान हालवूं नको रे. हरी.
विवेकाचे तारू बाप, एक बोल वाक्य बोल,
आपूल्या मतें उगाची, चिखल कालवूं नको रे. हरी.
सोहरा ह्मणे पूर्ण ज्योति, जेथें नाही दिवस राति,
तया विण नेत्रपाति, हालवूं नको रे. हरी.

---

## ૨૭૨. સુખી થવાનો ઉપદેશ.

### રાગ ( કચ્છી કાફી ) તર્જ.

મન મૂરખ કીંઅ ભરમાણે, નિજરૂપ ન થો તું જાણે. મન.
રીઆલ રૂપૈયા નોટું કરીએં, ગિની ત્રિજોરી તેં મેં ભરીએં,
હિતાહુતાથી ત્રાણે, નિજરૂપ નથો તું જાણે. મન.
નેકી બદી તું કીંઅ ન થો ન્યારિયેં, કરે અનરથ પિંઢજા કમસારીએં,
હુકકે કીં ન સુંઝાંણે, નિજ રૂપ ન થો તું જાણે મન.
કુડા કરમ કરીએં તો ભારી, લગી તોજી દુનીયાસે યારી,
પીરને દેશ દુરાણે, નિજરૂપ ન થો તું જાણે. મન.
સાજન સુંણ મૂઢ અભાગી, ન્યાર મોહ નિંદ્રાથી જાગી,
થીં ને તું તદેં ઠેકાણે, નિજરૂપ ન થો તું જાણે. મન.

---

[1] ખોટા ખ્યાલની.

## ૨૭૩. વિખુટા ન થવા વિષે.

### રાગ. ( જસોદાના જાયા, ડાહ્યા સુભદ્રાના વીરારે ) તર્જ.

સંગ રે'જો મારી હું એ, માગું મારા વાહાલારે,
અલગ, નહિં થાશો ઘડીએ, છેલ છોગાળા રે, સંગે.
યૌવનરૂપે થઇ રહો, મુજ તનુના અણુ માંહ્ય,
તે રૂપમાં મુજથી કદી, ચસશો નહી જગરાય. સંગે.
મારા પ્રાણુ વિષે થઇ રેહેજો જીવન તત્વ,
એમ નિકટ રહી પ્રાણુને, થવા ન દો નિઃસત્વ. સંગે.
પરમાનંદ પણા રૂપે, મુજ સ્વભાવ સહુ તાત,
અખંડ સંયોગી રહો, કરી નિજરૂપ મુજ જાત. સંગે.

---

## ૨૭૪. શ્રીનાથજીના મેળાપની ઇચ્છા.

### ( વારી જાઉંરે સાવરીયા ) તર્જ.

વારી જાઉંરે ગીરધારી તું સંભાલનારે, હમકો ઉદ્ધારનારે. વારી.
મોરમુકટ પીતાંબર પેહેની, કુંડળકી કયા છબહો મુરારી,
શંખ ચક્ર પ્રભુ ધરકે દર્શ દીખાવનારે. વારી.
મોહ માયાને ઘેહેર લીયા પ્રભુ, કામ ક્રોધ મદ ટાર પ્રભુતું,
એ અજ્ઞાની સેવકકો, તુંઇ પ્રભુ તારનારે. વારી.

---

## ૨૭૫. હવે પ્રભુ ! મારો હાથ ઝાલો.

### રા. ( અરજનીયાની ) તર્જ.

પ્રભુ મારા હાથને ઝાલો, ભવે મને દોરીને ચાલોરે,
હવે મારા દીલમાં મ્હાલો, અંતે મને મુકિત આલોરે. પ્રભુ.
ભવરણુ ભારે ભયાનક છે આ, અંધ હું દુર્બલ છેક,
કયાં જવું તે પણુ, જાણું જરાના, દીસે દીશા નહીં એક,
મતિહીણુ[1] છું હું નીભાવોરે. પ્રભુ.
આપ પ્રભુ મારા નેત્ર છો નિર્મલ, પંગુના છો પ્રભુ પાય;
ભોમીયા સાચા આ ભવરણુ કેરા, દીનાનાથ તમે હું છું ગાય,
મને ઓથ[2] આપની આલોરે. ભવે. પ્રભુ.

---

૧ બુદ્ધિ વગરનો. ૨ આશરો, મદદ.

# ૨૭૬. ૐકાર સ્વરૂપી શ્રી પંચાયતન સદગુરૂ પરમાત્માની આરતી.

### રાગ, આરતી ધૂન.

ગનેષઃ—ગુરૂજ્યજય સદગુરૂદેવ, પ્રણવ સ્વરૂપ મૂર્તિ,
પ્રીતે આરતી ગાઉ. પંચાયતન મૂર્તિ. ગુરૂ.
ગુરૂઆદી કારણ ઇશ, ધી પ્રેરક ઢુંઢી,
સગુણ નિર્ગુણ રૂપ, હૃદવાસીત ઢુંઢી ગુરૂ,
દૂર્વાપ્રિય લંબોદર, સચ્ચિદાનંદ ઢુંઢી. જય જય.

શિવઃ—ગુરૂ શિવહર શિવહર શંકર, ઇંદુધર શંભોગુરૂ,
માયાધર ગંગાધર, મદનાંતક શંભો,
અદ્વૈતવાસી તૂર્યક, કૈલાસી શંભોગુરૂ,
વૃષભાષન, હલાહલ, પાન કરત શંભો. જય જય.

વિષ્ણુઃ—ગુરૂ વૈકુઠાધિપ માધવ, પીતાંબર વિષ્ણુ ગુરૂ,
કમલાધર ગરૂડાસન, નારાયણ વિષ્ણુ,
ત્રીસમ પદ ગોવરધન, નારાયણ વિષ્ણુ,
વાસુદેવ ગોપાલક, ગોવિંદ મુલ વિષ્ણુ. જય જય.

સૂર્યઃ—ગુરૂ ઉધ્યાચલ શિખરાગ્રે, પ્રકાશ કરભાનું ગુરૂ,
આત્મા સ્વાત્મા દેવ સવિતા શ્રીભાનુ,
સત્પદ તિમીર હંતા, ભાસ્કર શ્રીભાનુ,
આદિત્ય પરમાલ્હાદ, જ્ઞાન સુ તે ભાનુ. જય જય.

દેવી:—ગુરૂ જય દેવી ગુણ જનની, પ્રણવાત્મક દુર્ગા ગુરૂ,
ત્રીગુણાતીત ત્રિએક સર્વેશ્વરી દુર્ગા,
પતિત પાવની અંબા બુદ્ધિ રૂપ દુર્ગા. ગુરૂ,
ત્વંતત્ રૂપ જગદંબા, પૂર્ણાનંદ દુર્ગા. જય જય.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિ :

# બાળકોએને ગાવા લાયક ગરબાઓ.

## ૨૭૭. સદ્દગુણ વિષે.

( સુંદર શામળીઆ ) ધૂન.

સદ્દગુણ વીણ સજની, શીખ્યુ સર્વ નકામુ,
જયમ લુણવીણ સજની, લુખુ ભોજન ભાણુ,
ભણતરનુ સહીયર ફળ સદ્દગુણ, વિનય વિવેકનું કારણ સદ્દગુણ,
ભવજળનુ તારણ સદ્દગુણ, સહીયર નાવ થવાનુ. સદ્દગુણ.
ભલે વાચતાં લખતાં શીખ્યા, ભરત ઝીકથી ભરતાં શીખ્યા,
પીંગળ પાઠ પઢતાં શીખ્યા, ભલા ભાષણો કરતાં શીખ્યા,
પણ જો કદી સદ્દગુણ નવ શીખ્યા, ધૂળપર લીપણ સમાણુ. સદ્દગુણ.

---

## ૨૭૮. સારી ચાલ ચાલવા વિષે.

( બેનીરે તમે ગર્વ થકી બચજો. ) ધુન.

ચાલોને તમે ચાલ ઘણી રૂડી, મુકી દેવી વાણી બધી ભૂંડી. ચાલો.
રમવું તેતો ડાહ્યાની સાથે, કે કજીઓ નહીં આવે માથે. ,,
વસ્ત્રો વિના જરીએ નહીં ફરીએ, માબાપનું બોલ્યુ મને ધરીએ. ,,
સુડી પાળી સાથે નહીં રમીએ, બોલેલુ વહાલાનું ખમીએ. ,,
સાચુ બોલે તેતો સદાએ સારી, જુઠુ બોલે દુઃખ થશે ભારી. ,,
વિદ્યા પૂરી ભણશે જે બાળી, તેના પર જઈએ બલીહારી. ,,
ધંધા વીના ફોકટ નહીં ફરીએ, મહેતાજીની શીક્ષા ચીત્ત ધરીએ. ,,

---

## ૨૭૯. સરસ્વતીની સ્તુતિ.

( ગોકુળીએ લઇ ચાલો. ) ધુન.

ચરણ કમળ શીશ નામુ કે શારદ માત તમને. શારદ.
પ્રેમરૂપી શુભ પુષ્પે વધાવુ, હ્રદય મંદીરે પધારો. શારદ.
વિદ્યા જનની, મનરંજની માતા, શી ઉપમાં હું આપુ. ,,
બાળબુદ્ધિ હું સ્તુતિ કરૂશું ? વિદીત છે જગતને વાત. ,,

## ૨૮૦. ઉપદેશ.

**( સહાય કરશે મુરારી ) ધુન.**

શુણો શિક્ષા સખીઓ સૌ મારીરે પૂર્ણ પ્રેમેથી ચીત્તમાં વીદારી,
થાવુ સન્નારી, દોષો સૌ નિવારી, સારી નીતિ રીતીશુ પ્રીતી ધારી. શુણો.
કુંતા, સીતાના ચરીત્રો સંભારી, પળો તે પંથે વાત સૌ વિચારી,
શ્રીપતિ આ હાથ ઝાલી, દેશે ભવજલ તારી. શુણો.
સારા ગુણો ખંત રાખી વધારી, બનો સૌને સદા સુખકારી,
ન્યાય રસ્તે દુઃખમાથી, લેશે ઇશ તે ઉગારી. ગુણો.

---

## ૨૮૧. સ્ત્રી ઉપયોગી.

**(વહાલા મારા અશાડી) ધૂન.**

બ્હેની થાએ સુખી સંસાર, એવું તને શિખવું,
બ્હેની સ્ત્રીને શિયળ સણગાર, તે પેહેરી શોભા વધારશો,
બ્હેની કરવો સદા સુવીચાર, એવુ હેતે શિખવું,
જેથી રહેશે રૂડો આચાર, તે થકી શોભા વધારશો. બ્હેન

**સાખી**

વડીલ જનો તુજ ઘરતણા, સાસુ સસરો જેઠ,
સેવા કરજે તેમની નિશદીન સેવક પેર.
નાના મોટા સાથે તું વદજે ધરી વિવેક,
મર્યાદા તજીને નહીં ઉચ્ચરીશ અક્ષર એક.
કદી થાય તુંને પ્રભુની કરૂણા, મળે સ્હાયબી સારી રહે ન મણા,
અભીમાન થકી નહીં ઉછળતી, બ્હેની પાપના પંથે
રખે પળતી. બ્હેની

---

## ૨૮૨. સાંજનુ વર્ણન.

**( મને ભુલી ગયો છે. ) ધૂન.**

સજની શોભતી શી સુંદર શોભા સાંજની રે,
ખીલી કુદરતની રચના બહુ અપરંપાર, દીપે બહાર આ
ગુલઝાર ઉત્તમ આજનીરે. સાંજની

### સાખી

સોનેરી સૂરજ ધીમે પર્વત પાછળ જાય,
કુદરત રંગ નિહાળતો નમતો સિંધુ સમાય,
ભરતીના રૂપેરી નીર મોજે ઉડતારે,
ઉડે માછલાં કીરણુને મળવા કાજ, દીપે બહાર. સાંજની
શીતલ મંદ પવન વહે, વહે છે ફૂલ સુગંધ,
પંખી ચારો લઇ પળે, પંથી છોડે પંથ,
તારા ચાંદની જોવાને ઝબકે આભમાંરે
જાણે બાળકોને તેડે રમવા પાસ, દીપે બહાર. સાંજની

---

## ૨૮૩. વસંત રૂતુ વર્ણન.

( રઘુપતિ રામ. ) ધુન.

ખીલી શી વસંતી વિવિધ વિલાસીરે,
રહ્યા મનહર પુષ્પો પ્રકાશી. ખીલી.
ઉગ્યા કમલ નિર્મલ જળમાંહરે, ચાલે શીતલ પવન પ્રવાહરે,
કરે ગુંજાર ભમરા સુવાસે. ખીલી.
લીલા વનમાં છે કેસુડા રાતારે, નવ પલ્લવે ઝાડો સુહાતારે,
પંખી મધુરા શરોદે સુગાતા. ખીલી.
રૂતુ મનને રીઝાવે રસાળીરે, સાયંકાળની લહેર પ્રસારીરે,
રંગ ગગનનો ભારી સુધારી. ખીલી.
જાઈ જુઇને મોગરો ઓપેરે, જેને માળીઓ ચુંટવા કોપેરે,
કવિ કવિતા ને સુગંધી શોધે. ખીલી.

---

## ૨૮૪. શિયળવ્રત વિષે.

( ચોકને આંગણે ચાંદની. ) ધુન.

વિનયથી, સત્યથી, શીલથીરે, જેવુ શોભે છે અંગ,
અંગરે તેવુ ન શોભે હીરા હેમથી,
પતિતણી, પ્રભુતણી, ભકતિથીરે, જેવુ શોભે છે અંગ,
અંગરે તેવુ ન શોભે હીરા હેમથી. વિનયથી.

### સાખી.

આ આભૂષણ અનમોલા, ચોર ન ચોરી જાય,
દીન નીશ અંગે ધારતા, ઓપ અધીક જણાય,
શાણી સખીઓ રૂડા શિખામણ, પ્રીતેથી ઉરે ઉતારવી જીરે,
ગુણ, રહિતને હીરાને મોતી શોભે નહીં એ વિચારવું જીરે.
શાણી સખીયો,

પતિ પ્રભુની ભકિત તજી, જે નારી સુખ ચ્હાય,
ધર્મ રહિત તે પ્રેમદા નિશચ્ય નરકે જાય.
બાળપણે નીજ માતાપિતાની, સેવા થકો સુખ માનવું જીરે,
પરણ્યા પછી પતિ આજ્ઞા ઉઠાવવી, સુખનુ મુળ એ જાણવું જીરે.
વૃદ્ધ થયે જમુ પ્રભુ ભજીલે, માયા થકી મન તાણવું જીરે. વિનયથી.

---

## ૨૮૫. નીતિ શિક્ષણ.

### રા. (રૂચી અનકુળ.) ધૂન.

બાળપણે બ્હેનિ વિદ્યા શીખીને, સદ્દગુણ સંગ્રહ કરીએ રે,
માત પિતાને ગુરૂની શિખામણ, અંતર માંહી ધરીએ રે. બાળ.

### સાખી.

મર્યાદા દઇ બોલવુ, વડીલોને દઈ માન,
સામો ઉત્તર જે વદે તે બાળા અજ્ઞાન.
રાખી રાખી બેનિ ઉર માતાની દાઝ,
ઘરનુ બતાવે તે કરવું સૌ કાજ. બાળ.

ભાંડ ભવાયા ખેલને, લગન ફટાણા ગીત,
સાંભળવા ગાવા નહીં, એમાં આપણું હીત,
નિત્ય નિત્ય નીતિના ગાઈએ ગીત,
સંસારમાં રાખવી રૂડી રીત. બાળ.

હઠ કરી નવ માંગવા, સુવર્ણના સણગાર,
નીતિ ભૂષણ શ્રેષ્ટ છે, તે પર રાખો પ્યાર,
નીશદીન પ્રભુ ભજો પ્રીતિ સજો,
નીંદા નકામી ન સાથજો. બાળ.

## ૨૮૬. નીતિ વિષે.

(આજ શ્યામ મોહુલીનો.) ધૂન.

સૈયર મારી મન વિચારી નીતિ સારી ધારોરે,
નીતિ સારી થાશે તેથી સુધરશે જનમારોરે,
માન આદરથી સુખ થશે, વળી ટળશે દુઃખનો ભારોરે. સૈયર.
જે સખી શુભ રીત ધારે, તેને સુખનો આરોરે,
સગા સહોદર ગુણ ભણે, અને જશ મળે બહુ સારોરે. સૈયર.
માટે વિદ્યા પેહેલી ભણી, દુરમતિને ટાળોરે,
અભણ રહેલી બાળકીઓને, ભણાવીને સુધારોરે. સૈયર.

---

## ૨૮૭. હીતવચન.

( અચકો મચકો કારેલી. ) ધૂન.

અમે સાચે સાચુ કહીએરે, એજ અમારી છે રીતી,
અમે દુરજનથી દુર રહીએરે, એમાં ન્યાય અને નીતિ.
અમે સજ્જનમાં જઈ વસીએરે, એજ અમારી છે રીતી,
અમે ખામી દેખી ખસીએરે, એમાં ન્યાય અને નીતિ.
અમે દીન દુઃખ ટાળી રહીશુંરે, એજ અમારી છે રીતી,
અમે પાપીને પરહરશુંરે, એમાં ન્યાય અને નીતિ.
અમે દુઃખની વારે ધાઇએરે, એજ અમારી છે રીતી,
નહી લાલચમાં લેવાઇએરે, એમાં ન્યાય અને નીતિ.
અમે સત્યને કાજે મરીએરે, એજ અમારી છે રીતી,
અન્યાય થકી ઓસરીએરે, એમાં ન્યાય અને નીતિ.
અમે દુઃખમાં ધીરજ ધરીએરે, એજ અમારી છે રીતી,
અમે ડાઘ પડયાથી ડરીએરે, એમાં ન્યાય અને નીતિ.
અમે એક વચનથી રહીએરે, એજ અમારી છે રીતી,
અમે જુઠુ જાણી નવ જઇએરે, એમાં ન્યાય અને નીતિ.

---

## ૨૮૮ સુબુદ્ધિ માટે પ્રભુયાચના.

( મને ભુલી ગયો છે મારો. ) ધુન.

મને આપો, આપો, પ્રભુ સુમતીરે,
ભુલી ભુલી હાંહાંરે ભુલી ભુલી, હુ માંગુ તમ માફ, મારા નાથ. મને

એહો બહાંય વહાલા, શ્યામ તમ બાળનારે,
નહીં નહીં હાંહાંરે નહીં નહીં, મૂકુ હવે હું શ્યામ, મારા નાથ. મને.
આવો સહાય મારી, આવો પ્રભુ આજથીરે,
જેથી જાય હાંહાંરે જેથી જાય, ત્રિવિધી મારા તાપ, મારા નાથ મને.

---

## ૨૮૯. આશિર્વચન—દુવાઓ.

### રાગ. (મરજી મુજબ.)

ફરો જગે ફરો વને હરો ફરો ખુશી મને,
ઉંઘાડી આંખે ચાલજો. વિચારી પાય માંડજો. ફરો.
સુખી થજો સંસારમાં, રહો તમે આનંદમાં,
(તમે) એક શીખામણુ માનજો, મુખે કટુ ન બોલજો. ફરો.
વધો તમારી ઝીંદગી, રમો જીવો તહાં લગી,
ઘણું ઘણું તમે જીવો, સુયશ તમારો વાધજો. ફરો.

---

## ૨૯૦. પ્રભુ પ્રાર્થના.

### માંડ, ગરબો. તા. દાદરો.

પ્રભુ બાળક તારા મનડા અમારા સીધે રસ્તે પેર,
અમે બાળક તારા મનડા ,, ,, ,, ,, પ્રભુ.

### સાખી.

સંસાર છે બહુ ડોહયલો, તે ખેડીને પાર જવાય,
આડા અવળાં પંથમાં, કંઇ મહાજન ગોથા ખાયરે. પ્રભુ.
લોભ અને બહુ લાલચો, તે અમથી કેમ જીતાય,
હોય કૃપા પ્રભુ ત્હારી, અમો બાળના કારજ થાયરે. પ્રભુ.
બાળને બુદ્ધિ આસરે, જાય છોડીને નીજ તાત,
નહીં કરવાનુ તે કરે, વળી પળમા કરે નીજ ઘાતરે. પ્રભુ.
મિથ્યા અભિમાની દેહને, તેની બુદ્ધિની કોન બીસાત,
ડાહયાનુ ડાહાપણુ કેટલુ, તુજ પાસે એ જગતાતરે. પ્રભુ.

## ૨૯૧. કુસંગ તજવા વિષે.

### રાગ. ભોપાલી, ગરબો, તા. દાદરો.

પડશો નવ કોઇપણ કુસંગમાંરે લોલ,
સદગુણ તજશો લાખ, થશો ખાક, નીતિ ભંગમાંરે, લોલ. પડશો.

બોરડીનો સંગ કરી કેળ તુટેરે, હીંગ ભેળ્યું અત્તર દુરગંધ, છુટેરે,
પતંગ થશે કાળી, જશે લાલી, ગળી સંગમાંરે, લોલ. પડશો.

દુધતો ખટાશ સંગથી ફના થશે, છાંય સુવો નીમની મોં કડવું થઇ જશે,
અશ્વ અસીલ જાત કસે લાત, ખરો સંગમાંરે, લોલ. પડશો.

ઘસાઇ વાસ વન ફીરોજ સર્વ બાળશે, ઝાડ ભલાંને જુઓ નરો
શું આલશે,
જોડે જડલાલ થશે આળ, સુંદર નંગમાંરે, લોલ. પડશો.

---

## ૨૯૨. સ્રીઓના અંદરના સણગારની સોળ કળા.

### રાગ, પીલુ, ગરબો, તાલ, દીપચંદી.

સુઘડતા આવડત, ડાહુપણુ ચતુરાઈ,
ચપળતા પતિવ્રત, ઉદારતા સાત છે. સુઘડતા.

ક્ષમા, સત્ય સંતોષને, ઉદ્યોગ દયાળુ વિદ્યા,
સર્વજન પ્રીતિ પ્રભુ, ભક્તિ દીનરાત છે. સુઘડતા.

ધૈર્ય સહુ સોળ ગુણ, સજી એવી નારી તેતો,
ઘર ન્યાત જાત દેશ, વિદેશ વિખ્યાત છે. સુઘડતા.

સોળ સલખણી નારી, સોળ શણુગારવાળી,
મળે જેને હાસ વ્હાલી, તેની તો શી વાત છે. સુઘડતા.

---

## ૨૯૩. પ્રભુ પ્રાપ્તિ માટે પ્રાર્થના.

### રાગ. (મોહલે પધારો મહારાજ). ધૂન.

કયારે આપશો દર્શન ઇશ સાચુ શ્યામ કહોને,
કેમ કૃર થયા જગદીશ, સાચુ શ્યામ કહોને. કયારે.

### સાખી.

જે પદ પંકજ પ્રેમથી, રૂષિ મુની યોગી સીદ્ધ,
સ્વરૂપાકાર થયા જગે, વેદ શાસ્ત્રો વદે છે પ્રસીદ્ધ. સાચુ.

યોગ્ય ન હું તદપી પ્રભુ, ઇચ્છુ પદ અવિનાશ,
ભૂમીચર વિષકીટ હું, ચહુ કરવા ગતી ઉદ્દર્ધ્વાકાશ. સાચુ.

દ્વૈતા ભાવના ઉપજે, શડરીપુ શમ્યા ન ઇશ,
પરવશ પાપી જીવ આ, પ્રતિક્ષણ ભટકે દશદીશ. સાચુ.

કૃપા તણો અવધી નથી, ત્યાં હું એક શમીશ,
ભારે તે નહીં આપને, માત્ર દ્રષ્ટિ નાખો તો તરીશ. સાચુ.

---

## ૨૯૪. ભક્તિ વિષે.

(રા. ઝીણા ઝરમર વરસે મેહુ.) ધૂન.

મને વહાલા ગોવીંદ ગુણ ગીત, રામનામ લેહ લાગી;
હવે રૂચે ન સુત દાર વિત્ત, રામ નામ લેહ લાગી. મને.

જાપ જપુ જગજીવન કેરા, મોહન ઘરેણું મારે મોટું રે,
ઝાક ઝમાલ હીરા મોતી ધરેણું, સોના જડીત્ર ખોટું. રામ.

ઉંચે જોયું તો હું દેખું શ્રી રામજી, નીચે ન રામવીણ ભાળુરે,
આગળ પાછળ ડાબે ને જમણે, દેખુંછું દીન દયાલ. રામ.

ભીંતર ભાળુ તો દેખુ દામોદર, બહાર એજ પ્રકાશરે,
ઉઠતાં બેસતાં જાગતાંને ઉંઘતાં, સ્વપ્નમાં એજ પણ ભાસે. રામ.

માળા દેખીને દાઝે દુરીજન, જાગે અંતરમાં જ્વાલારે,
મારે તો માળા હીમાળાના જેવી, દાઝી મરે છે દગાળા. રામ.

સંતની સંગત સાધી સવેલા, લોકમાં લાજ ગુમાવીરે,
છોડી શકુના જમના જીવણને, ભક્તિ ભુદર તણી ભાવી. રામ.

॥ ॐ शांतिः शांतिः शान्तिः ॥

# મી. દામોદર માસ્તરની ગાયનકળા

## વિષે,

## જાહેર પ્રજા અને વર્ત્તમાનપત્રોના વિચારો. (૧૮૯૭-૧૯૧૨)

**રાસ્તગોફ્તાર, તા૦ ૧૯ મી દીસેમ્બર ૧૮૯૭.**

ગૌરક્ષકનો મેળાવડો, માધવબાગમાં તા૦ ૨૬ મી દિસેમ્બરે દિવસે થયો હતો, અને રાત્રે ગાયનનો એક સુંદર અને ફતેહમંદ જલસો થયો હતો. એ જલસામાં એકલા મી. **દામોદરદાસ જગજીવનદાસ** માસ્તરે ગાયન કીધુ હતુ. પણ તે સઘળુ સંગીત ઉસ્તાદી ઢબનું, ઉંચા પ્રકારનું અને રાગશાસ્ત્રના કાયદાપ્રમાણે તાલસુરવાલુ તથા સભાજનોના મનરંજન કરનારૂ થવાથી મેળાવડો ઘણી ખાસ ખુશાલી વચ્ચે વિસરજન કરવાને બની આવ્યું હતું. મી૦ દામોદરદાસની ગાયનકલા વિષે, અમે ભૂલતા નહીં હોઇએ તો આગળ એકવાર અમે અમારૂ ઉંચુ મત નોધી ચુકયા છીએ તે મત એઓએ આ મહોત્સવ વેળા પોતાની ઉત્તમ કળાથી સઘળુ ખરૂં પાડ્યું હતું, સભા આગળ સઘળાં મળીને બાર ગાયનોનું એક પ્રોગ્રામ રજુ કયુ હતું. જે ઘણા ખરાં ગાયનો ગૌરક્ષાની સિફારસ અને હિમાયતમાં ખાસ જોડેલા હતાં. તેમાંના કેટલાક હિંદી, અને બાકીના ગુજરાતી ગાયનો હતાં, પણ ગુજરાતી ગીતો ગાનારે એવાં તો કવિ ચાતુર્યથી રજું કીધાં હતા, કે એક શોકીન હિંદુ ભાઈ આપણી ગરીબડી ગુજરાતી ભાષામાં ગાય છે, એ વાત શ્રોતાજનો ગોયા ભૂલીજ ગયા હતા, અને કોઇ મોટો હિદુસ્થાની "ખાં" સાહેબ રાગશાસ્ત્રની આખી હીંદુસ્તાની રાગમાળા ગાવા બેઠો હોય, એવા ધસારા અને ધ્રૂજારા ભરેલી રીતે મી. દામોદરે પોતાનાં ગાયનને દીપાવી મેલ્યા હતાં, ખરેખર ફ્રોર્ટ હાઇસ્કુલના પ્રથમના જાણીતા ભાગીદાર મરહુમ મી. જગજીવનદાશના દીકરા લેખે, અને એક પોચા બ્રાહ્મણ લેખે, મી. દામોદરે આ જલસામાં જે હુન્નર દેખાડી આપ્યો છે., તે એક મગરૂર થવા લાયક હુન્નરમાં એમની કળાવંત કુશળતા હતી. સભાની છેવટમાં પ્રમુખની ફરમાસથી મી. કે. ન. કાબરાજીએ આ સંગીતવેત્તાની સ્તુતિં કરીને તેમને જે મુબારકબાદી આપી તે ખરેજ લાયક હતી. મી. કાબરાજીએ કહ્યુ તેમ આ જલસાની મુખ્ય ખૂબીજ એ હતીકે અસલી દેશી રાગ રાગીનીઓને પુર બહારથી ખીલવીને ગાવામાં આવી હતી, અને

આજના નાટકોમાં દેશી ગાયનને નામે નાનખટાઇ રાગોનો જે ઢોંગી ભવાડો વધી ગયો છે, તથા જેમાં દેશીગાયનનો કેવળ નાશ અને ખૂન થાય છે, તેવો કોઈ ઢોંગી દેખાવ આ જલસામાં દેખાડયો નહીં હતો. મી. કાબરાજીએ પ્રોગ્રામમાંના અગત્ય કરીને નવમાં ગાયનનો દાખલો આપ્યો કે જે "રાગસાગર" ગરબો હતો, તેની શરૂઆત માંડ રાગણીથી કરી હતી, પણ તેની દરેક કળીમાં અકેક નવી રાગણી દાખલ કરી હતી, કે જે રાગણી શુધ્ધ પ્રકારે ગાવા છતાં દરેક કળીની પુઠે માંડ રાગણીની અસલ ટેક તેવીજ શુધ્ધતાથી પાછી ગાવામાં આવી હતી. મી. કાબરાજીએ કહ્યુ તેમ આવી રીતે એકજ ગીતમાં જુદી જુદી રાગણીઓને ભેળ કરીને દરેક રાગણીને તેના ખરા સ્વરૂપમાં એકી વખતે ગાવી એ કામ કાંઇ બધાથી બને એવું નથી, એ તો એક ઉસ્તાદથીજ બને, એવુ કામ હતું તોપણ મી. દામોદરે કશી ખામી વગર એ મુશકેલ કામ બતાવ્યું હતુ. મી દામોદરદાસના ગાયનોનો જલશો જાહેરમા થયેલો જોવા અમો ઘણાજ ઇન્તેઝાર છીએ. મી. દામોદરદાસ કંઇ ગાયનથી પોતાની કમાણી કરનારા નથી, પણ એક ગ્રહસ્થ ખાનદાન કુટંબના છે, પણટીકીટો કાઢી એમના જેવા એક એમેચ્યુઅર ગાનારાને સાંભળી, અને તે રકમ કોઈ ધર્માદા ખાતામાં લઇ જવાય, અને ગાયનથી શોખીલી પ્રજા તેમનો મીઠો હલક સાંભળી ખરી ગાયન વિદ્યાની અસર અને મોજથી વાકેફ થાય. જાહેર ગાયનના જલસાની પધ્ધતી, પણ આવીજ હોવી જોઈએ, અને પ્રસંગને લઇને ગાવાની જે રીત, તે હાલના કેટલાક ગવૈયાઓએ ભાઇ દામોદરની પધ્ધતિનું અનુકરણ કરવું, એ તેમના હુન્નરને કંઇક ઓરજ ખુબી આપશે.

---

"ગુજરાતી," તા. ૨૯ શપટેમબર ૧૯૦૧.

"એમેચ્યુએર" ગાયનનો ઉસ્તાદ—છેલ્લા ગણપતિના પધરામણીના દિવસમાં કેટલાક ગુજરાતીઓને ત્યાં પણ ગણપતિની સ્થાપના કરવામાં આવી હતી, ને દક્ષિણીઓની પધ્ધતિ પ્રમાણે હરિ કથા, ગાયનો વગેરેના મેળાવડા કરવામાં આવ્યા હતા, આવો એક મેળાવડો ગયા મંગળવારે મી૦ ભગુડીયાને ત્યાં થયો હતો. તેમાં એક એમેચ્યુર સંગીત શાસ્ત્રના અભ્યાસી તરીકે, આખી ગુજરાતી પ્રજાનો પ્યાર ખેંચી લેનાર, મી૦ દામોદર જગજીવનનું ગાયન થયું હતું, અત્યાર સુધીમાં આપણા ઉસ્તાદો—ગાયન કે જલસામાં ગાવામાં

જુદી જુદી ચીજો, કે જેમાંનો કેટલીકના મોં માથાનું ઠેકાણું હોય નહિં, તેવી ચીજો ગાતા આવ્યા છે, તેને બદલે મી૦ દામોદરે પોતાના સંગીતમાં એવો એક ઘણો પ્રસન્શનીય ફેરફાર કીધો છે, તે એવો કે પ્રસિધ્ધ ભક્તજનો, અને સંતોના સાર્થ ગાયનો જુદી જુદી રાગ ધારીમાં ઉતારે છે, ને તેમાં પણ મી૦ દામોદરની વિશેષ ઉસ્તાદી અહીંઆ છે કે, એકજ પદની જુદી જુદી કળીઓ એકજ વખતે જુદા જુદા રાગોમાં ઉતારે છે, અને તે એવી ચતુરાઇથી ઉતારેછે કે જેથી શ્રોતાપર ધારી અસર થાય છે, અને તે પદમાંનો માર્મિક ભાવ સમજ્યાથી સાંભળનારને બહુ આનંદ થાય છે. મી૦ દામોદરની સુર, તાલ, લયની ઝમાવત, કંઠનુ માધુર્યપણુ અને રાગો પરનો અંકુશ એટલો ઉત્તમ છે કે, એક ગ્રહસ્થ તરીકેની તેની નિપુણતા માટે, ઉસ્તાદ પીતાંબર મીસર જેવા પણ તેમના વખાણ કરે છે. મી૦ દામોદરની માત્ર ગાયનમાંજ ઉસ્તાદી નથી, પરંતુ એ સંગીતના શાસ્ત્રીય નિયમનો પણ સારો અભ્યાસ છે, ને તેને યોગે, તેનું ગાયન સાંભળવાને ગુજરાતીઓ ગાંડા ઘેલા થઇ જાય એ સ્વભાવિક છે, અને દુગન, ત્રીગન, ચોગન કરવાની ઢબ તો એવી ઉત્તમ છે કે તેમના જેટલા વખાણ કરીએ તેટલા ઓછા છે. આવી એમની ઉસ્તાદીથી ગાયન ઉત્તેજક મંડળીએ એમને પોતાની મંડળીના ઓનરરી મેંમબર નિમ્યા છે, જેથી અલબતાં મંડળીને સારો લાભ થશે એમાં શક નથી. એક ગ્રહસ્થ તરીકે મી૦ દામોદરે સંગીત કળાનું જે ઉત્તમ જ્ઞાન સંપાદન કીધું છે, તે ધન્યવાદને પાત્ર છે. સાધારણ ગાનારાઓ થોડું ઘણું શીખી મનમાં મલકાઇ, મોટા મોટા જલસાઓ કરી, પ્રજામાં એમ બતાવા માંગે છે કે તેઓ ગાયન કે નાયક હય, તેઓએ સારી રીતે જાણવુ જોઇએ કે ગાયનની ઉસ્તાદી તે આવી હોય છે.

---

"કયશરે હીંદ", તા૦ ૨૧-૧૨-૧૯૦૨.

## સંગીતવેત્તા એમેચ્યુર મી૦ દામોદરદાસ જગજીવનદાસ ને યોગ્ય માન.

હિંદી સંગીતના જગપ્રસિધ્ધ ઉસ્તાદ મી૦ દામોદરદાસ જગજીવનદાસ માસ્તરના માનમાં આગલા શનીવારે રાત્રે થયેલો મેળાવડો ગાયનનાં શોખીનોનાં મન રીઝવનારો તેમ એક લાયક નરની લાયક કદર બુજવાનો સંતોષ આપનારો હતો. ભુલેશ્વર આગળ મી. નાર-

ણદાસ પુરશોતમદાસનાં મકાનમાં ઘણાક જાણીતા હિંદુ ગૃહસ્થોએ હાજર થઈ એ રાત્રે એ શરમાલ સ્વભાવના પણ ખરેખરા સમજદાર ઉસ્તાદને જે માન આપ્યું હતું, તેવા ઉત્તેજનથી સંગીત વિદ્યાને ખીલવવાને દરેક સમજુ નરે કોશેશ કરવાની જરૂર છે. **મી.** દામોદર માસ્તર કાંઇ ધંધાદારી ઉસ્તાદ નથી, પણ પોતાના શોખને લીધે તેઓએ એ ખુદાઇ હુન્નર અખત્યાર કીધો છે, અને તેમાં આજે તેઓએ એવી કુશળતા મેળવી છે કે ભલા ધંધાદારીઓ તેમના ગાનાથી છક થતાં જણાયા છે. જાણીતી એલફીનસ્ટન ક્રીકેટ કલબે ગયે સાલ મી૦ દામોદરને પારસીઓ તરફથી એક પર્સ તથા હીરાની વીંટી એનાયત કરી હતી, અને આગલે શનવારે તેમના હિંદુ મિંત્રોએ પણ ૧૫૦૦ ઉપરની ભેગી કરેલી રકમ ભેટ કરવાનો મેળાવડો કરી તેમને છાજતું માન આપ્યું હતું. શરૂઆતમાં મી૦ દામોદરે અનેક દીલપઝીર ગાયનોથી હાજર રહેલાંઓના મન રીઝવ્યાં હતાં, જે બાદ તેમને માન આપવાની ગોઠવણ કરવા માટે નેમાયલી કમીટીના સેક્રેટરી મી૦ મનમોહનદાસ દયાળદાસ શરાફે નીચલા શબ્દોમાં મી૦ દામોદરની સ્તુતિ કરી હતી.

**સદગૃહસ્થો** આજના સંભારંભનો આરંભ મી. દામોદરદાશના આનંદદાયક અને મધુર સ્વરોથી શરૂ થયો, અને તેમના પ્રથમ ભાગનુ કાર્ય પુરૂ થયું છે. હવે અત્રે મળેલા સજ્જનો તરફના સન્માન પત્ર તથા ભેટ મી. દામોદરદાસને અર્પણ કરવાનુ કાર્ય આપણે હાથ ધરવાનું છે. મી. દામોદરદાસ જ્ઞાતે બ્રાહ્મણ કુળના છે, અને એમના પીતા રા. રા. **જગજીવનદાસ માસ્તર** મુંબઇની પ્રખ્યાત ફોર્ટ હાઈસ્કુલના એક ભાગીદાર હતા, અને તેમની પ્રખ્યાતી માસ્તરના નામથી મશહુર હતી. અત્રે જણાવવાની દલગીરી ઉપજે છે કે પોતાના પુત્રનો આવો સંગીત વિદ્યાનો પ્રવેશ તથા પ્રવીણુતા હાલ નજરે નીહાળવાને તેઓ આ માયિક સંસારમાં રહ્યા નથી. પીતાએ પુત્રને કેળવણી આપવી એ સંબંધી તેમનો દાખલો અનુકરણ કરવા જોગ છે. આપણા માનવંતા મી.દામોદરભાઇનામાં નાનપણથી કંઇ સંગીતના અંકુર હોવા જોઇએ, અને તેથી તેઓ સંગીત માટે પોતાના પીતાને વારંવાર શીક્ષણ લેવા જણાવતા તે ઉપરથી તેમના પીતાએ તેમને જ્યાં સુધી મેટ્રીકની પરીક્ષા પસાર કરે નહી, ત્યાંસુધી આ જ્ઞાન માટે પ્રતિબંધ કર્યો હતો. આખરે મી. દામોદરે તે પરીક્ષા ફતેહમંદીથી પાસ કરી પ્રાવીયસ સુધી કોલેજનો અભ્યાસ કર્યો. તેમના પીતાએ પાછ-

ળથી તેમને વેપારી લાઇનમાં જોડયા, તે સાથે સંગીતના ઉસ્તાદ રાખી પોતાની દેખરેખ નીચે તેમને જ્ઞાન અપાવવું શરૂ કર્યું, જેવી રીતે કેટલાક અજ્ઞાત લોકો આ સંગીત વિદ્યાના ઉસ્તાદોના ફંદમાં પડી જુદાજ માર્ગમાં ફસી પડે છે, તેવી રીતે નહીં કરતાં મી. દામોદર આજ સુધી પોતાની વર્ત્તણુંકમાં જે સારો દેખાવ કરી રહ્યા છે, એ તેમને ધન્યવાદ આપવા જેવી વાત છે. તેઓનો અભ્યાસ આજ લગભગ પંદર વર્ષનો છે. મી. દામોદરનો પુરૂષાર્થ આપણી પડી ભાંગેલી સંગીત વિદ્યાને પુનરજીવન આપવા બરાબર છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આ ચાર પુરૂષાર્થ સંપાદાન કરવામાં સમાયલા અનેક સાધનોમાં સંગીત પણ એક સાધન છે, અને તે સંબંધીનો તેમનો પ્રયાસ સ્તુતિ પાત્ર છે, એમ આપણા સર્વેના અનુભવથી કબુલ રાખશો.

મી. દામોદરે સંગીત કળા જે રાગ શાસ્ત્રના નિયમોને અનુસાર, ઉસ્તાદી ઢપછબથી તાલ, સુરના રહસ્યથી કેળવી છે, અને તેમની ગાવાની ઝમક અને સ્પષ્ટતા ગમે તેવી સભા મંડળના મનરંજન કરવામાં વખાણવા લાયક છે, તેવી કળા આજના કેહેવાતા ઉસ્તાદો ભાગ્યેજ બજાવતા જોવામાં આવે છે. તેમના મનોરંજક અને જ્ઞાન, ઉપદેશથી ભરેલાં ભેદી ગાયનો હિંદુ હો, વા પારસી હો, મુસલમાન સર્વને એક સરખી રીતે લોક પ્રિયતારૂપ, અને પ્રિતીપાત્ર, થયલાં માલમ પડે છે. વળી એટલુંજ નહીં પરંતુ આપણા જાણીતા વર્ત્તમાન પત્રોના અધિપતિઓ કે જેઓ તેમના ખાસ સમાગમમાં આવ્યા છે, તેઓ પણ પોતાનો સંતોષ બતાવવા જાહેરમાં વારંવાર અભિપ્રાય બહાર મૂકવામાં પછાત રહ્યા નથી. મુંબઇની અનેક કલબો પણ તેમના ગાયનો સાંભળવાને વારંવાર દીલસોજી ધરાવે છે.

હવે આટલું આપને જણાવ્યાથી માલમ પડશે કે મી. દામોદર લોકપ્રિયતામાં કેટલા આવકારદાયક થયા છે, લાયકને લાયક માન આપવું એ સર્વત્ર નિયમ છે. આપણે અત્રે મળેલા સર્વ આર્યહિંદુ ભાઇઓએ પણ પોતાના સ્વદેશી બંધુને આવા ઉત્તમ દરજે સંગીતમાં ચઢતા જોઈ, આપણા તરફનો ઉદ્દગાર જાહેરમાં મૂકવા આજે આપણે આ સમારંભ કર્યો છે, તેમાં કોઇપણ પ્રકારે અતિષયોક્તિ, એટલે વધારે વખાણ કે અયોગ્ય પ્રસંશા કરવાનું પગલું ભરેલુ લેખાશે નહીં, પરંતુ આર્ય સંગીત વિદ્યાના વિદ્યાર્થીઓને આગળ પ્રકાશમાં લાવવા જેવું ગણાશે. મી. દામોદરને સન્માન શા માટે આપવું, એવી શંકાને મુદલ અવકાશજ નથી. તેમણે દેશનુ શું ભલુ કર્યું છે? આવી શંકા જો

પેદા થાય તો તેના ઉત્તરમાં હું ધારૂં છું કે તેમણે મનુષ્ય પ્રજાના રદયરૂપી પ્રદેશમાં જે રસમય લીનતા, અને મનને તેના માર્મિક ભાવોથી ઉપદેશ આપવામાં જે તેમનો થોડોક સમયસુધી આનંદ સાગરમાં ડુબાડયારૂપ પ્રયાસ એજ મનુષ્યના જીવને સુધારવારૂપી સુધારો છે. તેઓના ગાયન શરોદથી તેઓ આપણું જે ભાન ભટકતું રહે છે, તેને એક ઉંચ ભૂમિકાપર જવા શકિતવાન કરે છે, માટેજ હવે તમો સર્વે મી. દામોદરને પ્રેમપુર્વક ચહાનારા સન્મિત્રો તરફથી આજે જે આ સમારંભ કરવાનો ઉત્સાહ દાખવ્યો છે, તે યોગ્યજ ગણુશે.

એ બાદ મી. નારણદાશ પુરશોતદમાસે જરીનો દોપટો ઓરાડી, પર્સ સાત નીચલું સન્માનપત્ર મી. દામોદરને ભેટ કર્યું હતુંઃ—

**સંગીવેત્તા એમેચ્યુર રા. રા. દામોદરદાશ જગજીવનદાશ માસ્તર.**

વિનંતી પૂર્વક જણાવાનુ કે આપે, આર્ય સંગીત વિદ્યામાં જે કુશળતા મેળવી છે, એ નિર્વિવાદ છે, ( જો કે પૃથ્વીમાં અમુલ્ય રત્નો ગુહ્ય છે ). અને જે વિદ્યા આપણા આર્યના સામવેદના ઉપવેદ ગાંધર્વા વેદમાં સપૂર્ણરીતે વિસ્તારથી વર્ણવેલી છે, તે વિદ્યા આજકાલ ઘણે ભાગે લોપ થઇ ગયા જેવી ભાસે છે, તે સતેજ થયેલી જોઇ, અમારા અંતઃકરણમાં અત્યંત આનંદ થાય છે. એ વિદ્યાના ગુણજ્ઞ, શ્રોતા તથા વકતા, હાલના જમાનામાં ઘણાજ ઓછા જોવામાં આવે છે, સંગીત વિદ્યા જો કે એક ગાનાર તથા સાંભળનારને આનંદ ઉત્પન્ન કરનારી છે, તેટલાથીજ એમ ના સમજાય કે શબ્દ વિષય જન્ય આનંદ સર્વથી શ્રેષ્ટ છે, પણ તત્વ વિચાર પૂર્વક થાય તો પરમાનંદ પ્રાત્પ થવાનું એ એક ધ્વાર છે, જે પ્રાત્પ કરવાને દરેક મનુષ્યે પ્રયત્ન કરવો અવશ્ય છે. આપે જે અત્યંત પ્રયાસથીએ વિદ્યા ગુરૂ ધ્વારાએ સંપાદાન કરી છે, તે માટે અમારી પ્રસંશા જે યતૃકિંચિત યથાર્થ છે, તે સૂયને દીપક સરખી છે. આપના આર્ય હિંદુ ગુણજ્ઞ મિત્રો તરફથી જે ભેટ અર્પણ કરવામાં આવે છે તે આપ સ્વિકારશો. અમારી જગત્ નિંયતા ઇશ્વર પાસે અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે કે એ વિદ્યાની કેળવણીમાં તથા સ્વદેહ સાર્થક કરવામાં જે પ્રયત્ન આપે કર્યો છે, અને હવે પછી કરતા રહેશો, તેને માટે પ્રભુ સદા તમને સ્હાય થાઓ, અને દીર્ઘાયુષ્ય આપો. ઇતિ શુંભ. મુંબઇ તા૦ ૧૩ મી ડીશેમબર ૧૯૦૨.

**ભાઇદાસ નરોતમદાસ.** **મનમોહનદાશ દયાળદાસ શરાફ.**

**ઓ. સેક્રેટરીઓ.**

મી. દામોદરદાસ માનપત્રના જવાબમાં બોલ્યા કેઃ—પ્રિય સજ્જનો તથા ગૃહસ્થો, આજનો આ સુંદર મેળાવડો એક ભવ્ય તથા સુશોભિત મકાનમાં મળેલો જોઈ મને ઘણો આનંદ થાય છે. અતરે બીરાજેલા, તેમજ મારા પ્રિય મિત્રોનો, મારા આ સંગીત શાસ્ત્રના ચાલુ અભ્યાસને જે આ સંગીન પ્રકારનું ઉત્તેજન આ સ્થળે આપ્યું છે, તેથી આપ સર્વનો ભારે ઉપકાર માનુછું.

બાદ ફુલ પાન લઈને ખુશાલી ભર્યો મેળાવડો પુર ફતેહ વચ્ચે પાછા ગાયનોનો લાભ લઇને મોડી રાત્રે વીખરાઈ ગયો હતો.

---

# સાંજવર્ત્તમાન, ગુજરાતી, સમાચાર, વિગેરેના મતો, સને ૧૯૦૨ થી સને ૧૯૧૨.



## બહુમન મહિનામાં જરથોસ્તી વેજીટેરીયનોનુ જશન.

અન્નફળશાકના ખોરાકની હીમાયત કરનારાં જરથોસ્તી બાનુઓ અને ગૃહસ્થોનું જશન આજે દશથી બાર વર્ષથી આલબ્લેશ બાગમાં થાય છે, જેમાં જશન, બંદગી, ભાષણો, સાત્વિક ખોરાક અને અન ભકિત, નીતિ, જ્ઞાન, વૈરાગ્યના સમયને અનુસરતા ગાયનો કરવામાં આવે છે, આવા ધાર્મિક મેળાવડામાં બાનુઓ તથા ગ્રહસ્થો મળી ૮૦૦ થી ૧૦૦૦ માણસો ભાગ લેછે. આ મેળાવડામાં ખાસ કરીને માંસનો ખોરાક લેવામાં આવતો નથી. આવા પૂણ્યના કામમાં મી. દામોદર જગજીવન માસ્તર પોતાના સમયનો ભોગ આપી, તેમ ગમે તેવી ગમીમાં હોય છતાં આજે આશરે દશ વર્ષથી લગભગ જશનની શરૂઆતથી તેઓ સામેલ છે. તેમનાં નીતિ, ભકિતના ગાયનો સાંભળી શ્રોતાજનો ઘણાજ આનંદ થાય છે, અને આમીન, આફરીન વિગેરેના ખુશાલીના પુકારોથી! આલબલેશ બાગનો મોટો ઓટલો છવાઈ જાય છે. હમેશા ભાઇ દામોદર આવા આવા બધી કોમોના ભલા કામમાં ભાગ લેછે, અને અન્ન ફળ શાકની હીમાયત વાળુ મંડળનો વધારો ઘણો ખરો તેમના સામેલ થયા બાદજ ગણી શકાય છે. ખુદા તેમને લાંબી જીંદગી આપે, અને આવાં ભલા કામોમાં ભાગ લેવા સદા શુભ વિચારો રહે, એજ દુઆ ચાહીએ છીએ.

**સાંજ વર્ત્તમાન તા૦ ૧૩-૪-૧૨.**

**ગુજરાત કાઠ્યાવાડમાં ફેલાયલા અડસઠા દુકાળમાં સપડાયલાં મનુષ્યો અને જાનવરોને મદદ કરવા સારૂ કરવામાં આવેલો દેશી સંગીતનો જલસોઃ—**

ગુજરાત કાઠીઆવાડના દુકાળ પીડીત માણસો તથા ઢોરોને મદદ આપવાના હેતુથી તા૦ ૨ જી એપ્રીલે ગેઇટી થીએટરમાં આપણા જાણીતા એમેચ્યુર ગાયક મી. દામોદર જગજીવવન માસ્તરે ગાયનનો એક જલસો કર્યો હતો. નાટક શાળામાં હીંદુ, પારસી, અને બીજી ઘણી કોમોના બાનુઓ તેમજ ગ્રહસ્થોની ઘણી ભરચક થઇ હતી, અને જેટલી ટીકીટનું વેચાણ નોંધાઇ ચુક્યુ હતું, તેટલી ટીકીટ નાટકશાળા નાની પડવાથી ખરીદનારાઓને પુગાડવામાં આવી નહી હતી. રજુ કરવામાં આવેલા પ્રોગ્રામમાંની ચીજો પ્રસંગને અનુસરતી હતી, તે સ્તુતિ પાત્ર તથા ખેંચાણકારક વાત હતી. આ જલસામાં પારસી બાનુઓએ જે ગાયનો રજુ કર્યા હતા, તે ઘણાજ પસંદ કરવા જેવા હતા, તેમ તાલ, સુર, ઝમકવાળા હતાં, ને ગાવાની ઢપ એવી સુંદર ધીરી, હતી, કે જેવી રીત જવલેજ જોવામાં આવે છે. શ્રી કૃષ્ણ મીશનના અંગબળના છ પ્રયોગો પ્રેક્ષકોને આનંદ, અને હેરત ઉપજાવનારા હતા. મેળાવડાના વચલા ભાગમાં ઓ. મી. ગોકળદાસ પારેખના પ્રમુખપણા હેઠળ મેળાવડો રંગભૂમી ઉપર કરવામાં આવ્યો હતો, અને તેમાં મી. દામોદર માસ્તરના વખાણ કર્યા ઉપરાંત ગાયન વિધ્યાનો વધારો દરેક કુટુંબની સ્ત્રી વર્ગમાં કરવા ભલામણ કરી હતી. મી. દામોદરને ઉંચ કેળવણીની સાથે આ ગાયન વિદ્યા તેમને તેમના મરહુમ પીતાજી જગજીવનદાસ માસ્તરે પોતાની દેખરેખ નીચે અપાવી હતી, અને મી. દામોદર હમેશા ન્યાત જાતના તફાવત વગર ધાર્મિક કામોમાં, તેમ પારસી જશનોમાં તેમજ જૈનોમાં, વીગેરેમાં જઇને પોતાના વખતનો ભોગ આપી, દયા, નીતિ, ભક્તિ, અને વૈરાગ્યની લાગણીઓ શ્રોતાઓના દીલમાં ઉત્પન્ન કરે છે, એ તેમણે કાબુ કરેલી ગાયન વિદ્યાનુ સાર્થક કરે છે, અને બીજા ગાયકો, અને અભ્યાસીઓએ તેમનો ધડો લેવો જોઇએ. બાદ તેમને હાર તોરા મોટા તાળીઓના અવાજ તથા પોકારો સાથે આપી જલસો આગળ ચાલ્યો હતો.

આ જલસાની આવક રૂ. અઢી હજાર થઇ હતી. તેમાંથી રૂ ૧૦૦૦ આપણા ઓન. સર, જસટીસ ચંદાવરકરના પ્રમુખ પણા હેઠળ ચાલતી **સોશીઅલ લીગને**, તથા રૂ ૧૦૦૦ આપણા માનવંતા

શેઠ નરોતમદાસ મુરારજી ગોકળદાસ મુંબઈના શેરીફ સાહેબના બે આના ફંડને સ્ટેજ ઉપર તરતજ કોથળીઓમાં ભરી આપવામાં આવી હતી, અને રૂ ૫૦૦ નડીયાદ હીંદુ અનાથાશ્રમ તથા બીજે જયાં જરૂર હતી ત્યાં આપવામાં આવ્યા હતા, અને આ રીતે ફરી ધી સેંટ્રલ રીલીફ ફંડને ટેકો આપ્યો હતો.

---

કાઠીઆવાડ અને મહિકાંઠા ગેઝેટ, તા૦ ૨૮-૪-૧૨.

## દુકાળ પીડીત ઢોર તથા માણસોને શ્રીયુત દામોદર જગજીવન માસ્તરની ઉદાર સહાયતા.

ગાયન કળામાં શ્રીયુત દામોદર ભાઇ સર્વત્ર સુપ્રસીધ્ધિને પામેલા છે, તેઓ ગાયન કળામાં એટલા બધા કુશલ છે કે મહાન મંડળો, અને મેળાવડામાં તેમની સંગીત કળાનો સ્વાદ નાના મોટા દરેક કોમોના સ્ત્રી પુરૂષો, વિગેરેએ ચાખ્યો છે. મી. દામોદર જેમ ગાયન કળામાં નિપૂણ છે, તેમ તેમનું આખુ જીવન વૃત્તાંત એટલુ રસમય છે, કે તેનું દીગદર્શન અમે અન્ય પ્રસંગે લખીશું, પણ તેમણે દુકાળ પીડીત માણસ તથા ઢોરોને મદદ આપવાની જે ગાયનનો જલશો નાટક શાળામાં કરીને રૂ. ૨૫૦૦ ની જે ઔદાર્યતા બતાવી છે, તે સ્તુતિ પાત્ર છે. તે રકમમાંથી તેમણે ધી સેનટ્રલ રીલીફ ફંડને તરતજ રૂ ૨૦૦૦ આપ્યા છે, ને બાકીના નડીયાદ અનાથાશ્રમ અને બીજી જરૂરની જગાએ આપી દીધા છે.

મી. દામોદર ભાઇ ઔદીચ્ય ટોળક જ્ઞાતિના બ્રાહ્મણ ગૃહસ્થ છે, સારા સાક્ષર છે. અંગ્રેજીમાં મેટ્રીક તથા એફ. ઈએ થયેલા છે. ફારસી, ઉરદુ, સંસ્કૃત, વિગેરે ભાષાનું સારૂ જ્ઞાન છે. ગાયન કળામાં એક ગ્રહસ્થ તરીકે સર્વોત્તમ છે, વ્યાપાર કાર્યમાં નીપૂણ છે. ધંધો રોજગાર સ્વતંત્ર કાપડ સુતરની દલાલીનો છે, મુંબઇમાં બહુ સારી પ્રતિષ્ટાને પામ્યા છે, પરમાર્થ અને વ્યહવારમાં કુશળ છે. તેમને પુત્રો પાંચ છે જેઓ પણ તેમના જેવા સુશીક્ષિત અને સદાચરણી છે, અને તેમનો ઘર વ્યહવાર એવી પધ્ધતિસર ચાલે છે કે જો દરેક હીંદુનો ગ્રહસ્થાશ્રમ એજ ધોરણે ચાલતો હોય, તો સંસારમાં સ્વર્ગ સુખનોજ અનુભવ થાય, અને સંસાર આનંદ જનક લાગે.

## ગાયનમાં એકાગ્રતા થાય છે, તેનો જાતિઅનુભવ.

દેશીમિત્ર સુરત, તા. ૨૯–૮–૧૮૯૬

બોધ કારક ભાષણ થયા પછી શુભ વૃતિવાળા મિત્ર મંડપમાંથી ગાયન શાસ્ત્રમાં પ્રવિણ રા. રા. દામોદર જગજીવનદાસે પોતાની સઘળી વૃત્તિઓનો નિગ્રહ કરી સ્વાત્માનો પ્રેમ સર્વત્ર રાખવાનાં ઉપદેશીક જુદા જુદા રાગમા ગાયન કરવાથી, ત્યાં મળેલા સઘળા ગ્રહસ્થોની એકાગ્રતા તે સમયે પુર્ણ થઈ, અને કેટલી રાત ગઈ તેનુ સ્મર્ણ ન રહેતાં, આશરે અઢી વાગતા સુધી એ શુભ કાર્ય કરી સભા વિસરજન થઇ હતી.

## ગાયન ઉતેજક મંડળીનો રીપોર્ટ.

તા. ૨૯–૧૨–૧૯૦૦

તા. ૨૯ મી ડીસેમબરે મી. દામોદર જગજીનદાસ માસ્તરની ખાસ બેઠક કરી હતી. આ ગ્રહસ્થ સંગીતમાં સારી પેઠે જાણીતા થયેલા છે. એમનો કંઠ મધુર છે, તે સાથે એકજ ગાયન હાથ ધરી જુદા જુદા રાગમાં જુદી જુદી કળીઓ ગાઇ પોતાનો હુન્નર ઉપરનો કાબુ સારી રીતે બતલાવી શકે છે. ગોયા આખી રાગમાળા દરશાવી જાય છે. એમનું ગાયન શ્રોતાજનોને ઘણું પસંદ પડયું હતુ, અને તેજ વેળા એવી શુચના કરવામાં આવી હતી, કે એવા કુશળ ગ્રહસ્થને મેળવવા, અને મંડળીમાં લેવા મુનશીએ યત્ન કરવો, તેથી એ ગ્રહસ્થને અમારી કારોબાર સભાએ એક ઑનરરી સભાસદ તરીકે ચુંટી કાહાડયા છે.

## મુંબઇ સેન્ટ્રલ ફેમીન રીલીફ કમીટીના સહાયક શેઠ નરોતમ મુરારજી મુંબઇના શેરીફના બે આના દુષ્કાળ ફંડના રીપોર્ટ સને ૧૯૧૨.

મી. દામોદર જગજીવનદાશ માસ્તરે રૂ ૧૦૦૦ આ ફંડમાં આપ્યા હતા. પ્રસ્તુત દુષ્કાળ ફંડોની મદદમાં કામ આવે એમ સમજી આવી ઘણી રકમો તેમણે ધી ગેઇટી થીએટરમાં જાહેર ખાતે એક સંગીતનો જલસો કરીને મેળવી હતી. સંગીતનો જલસો મી. દામોદરે કર્યો તે એક ઘણું સ્તુતિ પાત્ર કામ ગણી શકાય, અને આવી આવી હીલચાલોને મદદ કરવા માટે–સ્વાત્માર્પણ કરનારા આવા સદગ્રહસ્થો બહાર પડે નહીં તો ગરીબ, ઘરડા અને ગરજવાનને જયારે મદદની ઘણી જરૂર હોય ત્યારે તેવી મદદ કયાંથી મળી શકે.

સમાપ્ત.